# જરથોશ્તીઓના બારે માસનાં ૩૩ જશનો અને તેઓનું બયાંન.



**નોરોજ યાને નવું સાલ**—"નિવએધયેમિ હંકારયેમિ રથ્વો બેરેજતો યો અષહે રથ્વાંમ્... ...યાઇર્યનાંમચ સરેધનાંમચ યોઇ હેન્તિ અષહે રતવો હાવનોઇશ રથ્વો."

અર્થ—અશોઇના બુલંદ સરદારને, તથા ગાહામબાર અને વરસોના સરદારો જેઓ હાવન ગેહેના અશોઇના સરદારો છે (તેઓને) હું યજન કરછું (તથા) મીજલસમાં આદરમાન આપુંછું. (યજશ્નન હા ૧ લો ફ૦ ૧૭)

આ ગાહામબાર સાથે વરસના સરદારો તે જશનોની યાદ ઉપલા ફકરામાં કરવામાં આવી છે, તે સરદારો તે વરસના મુખ્ય જશનોના તેહેવારો ગણી શકાય. એ જશનોની બુલંદી હાવન ગેહેમાં વધારે રહેછે તેથી તેઓને યજશનેમાં "હાવનોઇશ રથ્વો" યાને હાવન ગેહેના સરદારો ગણેલા છે. આ જશનોમાનાં કેટલાંક જશનોની ખશનુમન ફકત હાવન ગેહેમાંજ ભણી શકાય છે તેથી એ જશનોને હાવન ગેહેના સરદારો ગણેલા છે. વળી યજશનેમાં બીજીગમ એમ પણ કહેવામાં આવ્યું છે કે "આએ બધા સરદારો, જેઓ હાવન ગેહેની આસપાસ સઉથી નજદીકના અશોઇના ૩૩ રતુ છે (તેઓને) હું ઇજન કરછું તથા માન આપુંછું." આ ૩૩ રતુઓ માટે જુદા જુદા અભ્યાશીઓ જુદો જુદો સાર ઉઠાવે છે, પણ એ રતુઓને જયારે હાવન ગેહેની આસપાસના ગણુયા છે ત્યારે તેઓ માટે એમ અનુમાન થાય છે કે તે ગાહામબારના જશનો અને વરસના બીજાં જશનો માટે ઇશારો છે. એ જશનો પણ ગાહામબારના જશનો સાથે ગણી જોતાં ૩૩ થાયછે જેઓ નીચે મુજબ છે:—

૭ ગાહામબારો, વરસના બાર મહીનાના જશનો, દશ ફરવરદેગાનના દીવસો, એ ઉપરાંત નોરોજ, રપીથવન, ખોરદાદસાલ, આદર મહીનાનું ફરવરદેગાનનું જશન અને જશને સદેહ મલી ૩૩ જશનો થાય છે. એ સઘલા હીંગામોનો વડો રતુ તે યજશને પ્રમાણે વરસનો સરદાર છે. આ વડો સરદાર તે એમાનાં મોટાં જશનનો હીંગામ જે "જમશેદી નોરોજ" છે તે છે. એ હીંગામને માટે એ જશનના મહીનાપર લંબાંણથી જણાવશું, માટે અતરે એ દીવસ અને તેની પછી આવતાં બીજાં બત્રીશ જશનો વીશે જણાવ્યે છે. એ સઘલાં જશનો પોતાના નેમી આપેલા અવસર ઉપર આવવાં જોઇએ. આપણા લગભગ સઘલાં જશનોનું પડવું સુરજની ચાલ ઉપર આધાર રાખે છે. કારણકે એ માહેના ઘણાક જશનો રતુ સાથે સંબંધ રાખેછે. એ જશનો પોતાના બરોબર હીંગામ ઉપર લાવવાને માટે આપણુ જરથોસ્તીઓની મુખ્ય ફરજ રહે છે તે એજ છે કે સુરજની ચાલની ગણત્રી બરોબર લેઇ વરસને સુરજની ચાલ ઉપર રાખવું. આપણી દુન્યા સુરજની આસપાસ બરોબર ૩૬૫ દીવસ ૬ કલાક અને ૯ મીનીટે ફરી રહે છે. તેમ ફરવાથી દર ચાર વરસે એક એક દાહાડો વધ્યો જાય છે. આપણે હાલે ફકટ ૩૬૫ દીવસનું વરસ ગણીયે છીએ. જેથી દર ચાર વરસે વધતો એક એક દીવસ જો આપણે ગણતરીમાં નહી લેઇએ તો તે દીવસો વધી તેના મહીનાઓ અને વરસો થઈ તેઓ વગર ગણતરીએ પસાર થઇ જાય છે. આપણા વડીલોએ ઘણાજ જુના જમાનાથી એવી કસર વગર ગણતરીએ પસાર થઇ જતી પકડી પાડી હતી. તેઓ એ કસરને વરસની સાથે ગણતરીમાં લેઇ દર ચાર વરસે વધતો એક એક દીવસ સમાલથી એકઠો કરી બરોબર ૧૨૦ વરસે એક મહીનો વધારાનો લેતા હતા. આ

વધારાનો મહીનો તે કબીશા ગણાતો હતો. એ પ્રમાણે કબીસો કરી રૂતુઓ તેઓના બરોબર ઠીંગામ ઉપર આવે તેમ રાખવાની તેઓ સંભાલ લેતા હતા. તેઓએ વરસના દરેક મહીનાને વરસની બાર રાસીઓ કે જેમાં સુરજ ફરી આવે છે તેમાની એક એક સાથે ગોઠવી આપેલો હતો. (બુનદેહેશ બાબ ૭–ફ૦ ૧) બુનદેહેશમાં જણાવવા પ્રમાણે એ બાર રાશીઓમાંની પેહેલી રાશી મેશથી સરૂ થાય છે, અને તે અનુક્રમે મીન રાશી આગલ ખતમ થાય છે; યાને કે સુરજ મેસ રાશીમાં દાખલ થઇ મીન રાશી પુરી કરે છે કે બરોબર એક વરસનો સુરજનો ચકરાવો પુરો થાય છે. તેટલા માટે મેશ રાશીમાં ફરવરદીન, વરખમાં અરદીબેહેસ્ત, મીથુનમાં ખોરદાદ, કરકમાં તીર, સીંહમાં અમરદાદ, કન્યામાં શેહેરેવર, તોલામાં મેહેર, વૃશ્ચિકમાં આંવા, ધનમાં આદર, મકરમાં દેહ, કુંભમાં બેહેમન અને મીનમાં અશપંદાદ. એ રીતે રાશીઓ સાથે મહીનાઓ ગોઠવેલા હતા તેથી ફરી આગલા વખતમાં આપણા દરેક મહીનાઓ તેઓની નેમી આપેલી રાશીમાં સુરજ હોય તે રાશીમાંજ પડતા હતા. વળી આપણું વરસ ફરવરદીન મહીનો અને હોરમજદ રોજથી સરૂ થવું જોઇએ એમ પેહેલવી અને ફારસી કેતાબો ઉપરથી જણાય છે. બુનદેહેશ કેતાબ જે ઇ૦ સ૦ ની પાંચમી સદીની સેવટે યા છઠી સદીમાં લખાયલી હતી. તેનો લખનાર પણ આપણો પેહેલો મહીનો ફરવરદીન મુકે છે. કારણકે બુનદેહેશના સાતમાં બાબમાં કેહેવામાં આવ્યું છે કે:—"બીના એ તીર ચેહારૂમ બીના મીન શન્ત, કર્ચંગ ચાહારૂમ અખતર મીન વરક" યાને 'તીર મહીનો વરસનો ચોઠો મહીનો છે અને કર્ક રાશી એ મેષ રાશીથી ચોથી રાશી છે.' જો ઇ૦ સ૦ ની પાંચમી સદીની આખેરીમાં બુનદેહેશ લખાઇ હોય તો તે જમાનો પાદશાહ કોબાદ પેહેલાનો ગણાય અને તે વખતે વરસનો પેહેલો મહીનો ફરવરદીન હતો, એમ આપણને એ બુનદેહેશ કેતાબ ઉપરથી જણાય છે. વલી ફીરદોશી શાહ જમશેદનું દાસતાન કરતાં જમશેદ પુર જાપકાથી તખ્તે બેઠો અને તખ્તે બેસવાના દીનથી નવું વરસ સરૂ કીધું તે બાબેતું બ્યાન કરતાં તે નોરોજના દીવસને માટે લખ્યું છે કે:—"સરે સાલે નઓ હોરમજદ ઓ ફરવરદીન" યાને કે એ નવાં વરસનો પેહેલો રોજ હોરમજદ અને માહા ફરવરદીન હતો. ફીરદોશી મહમદ ગજનવીના વખતમાં થઇ ગયો હતો તેથી તે ૯૦૦ વરસની વાત ઉપર થઇ ગયો હતો. ફીરદોશીએ શાહાનામું પારસી રસમોથી પુરતી રીતે માહીતગાર થવા બાદ લખ્યું હતું અને તેથી ફીરદોશી તેના વખતના જરથોસ્તીઓ અને તે આગમચના જરથોસ્તીઓના રૂસનેથી પુરતી રીતે માહીતગાર હોવો જોઇએ. તેથી ફીરદોશીના વખતના પારસીઓ પણ નવું સાલ ફરવરદીન મહીનો અને હોરમજદ રોજથી શરૂ કરતા હતા એમ આપણને માલમ પડે છે. તે ઉપરથી આપણે જોઇએ છીએ કે ઘણા જુના કાલથી જમશેદી નોરોજના દીવસથી નવું વરસ સરૂ થતું હતું. અલબીરૂની લખે છે કે ઇરાનીઓ એવું માનતા હતા કે પેહેલા માણસના જન્મના દીવસથી તેમના વરસની સરૂઆત ગણવામાં આવી છે અને તે બનાવ ફરવરદીન મહીનો અને હોરમજદ રોજે બન્યો હતો, કે જે વખતે સુર્ય મેષ વીષુવ (Vernal equinox) યાને બાહારની મોસમની સરૂઆતમાં હતો કે જ્યારે રાત દીવસ સરખો થાય છે. આ રીતે જોતાં આપણું વરસ વસંત રૂતુના બેસવા સાથે સરૂ થાય છે અને શીયાલો પુરો થતાં પુરૂં થાય છે. જેથી ખરી રીતે જોતાં તો જમશેદી નોરોજથી આપણું નવું વરસ શરૂ થવું જોઇએ. પણ આપણે હાલે વરસની કસર નહી ગણુતા હોવાથી એ નોરોજનો દીવસ ખસીને હાલે સાડા છ મહીના વેહેલો પડે છે. દીનકર્દમાં જણાવવા પ્રમાણે નોરોજ તેની મુકરર જગાએજ આવવો જોઇએ કારણ કે નોરોજ તેની મુકરર કીધેલી જગ્યાએથી ખસી જાય તો દીનઆઇનના કામોને ખલલ પોંહોચે છે. દીનકર્દમાં તો એમ કહે છે કે:– " જયારે (નોરોજ) તે ઠરાવેલા ઠીંગામથી ખીસી જાય તો અસલના કાનુનથી તેનો જે મહીમાં તે નખલો થાય; આમ લોકોની ગોઠવણને હરકત થાય, માણસોની આસાની તથા રામશની, અને તેઓનું કામ કાજનું જોર ઘટે, અને તેનું કવત જે અસલથી સ્થાપેલું તેની રચના ઉલટાઇ જાય; અને બોહલી હકુમત અને આ જશ્નનો સાથે

જોડાયલી બેહદ ફાયદાની ચીજો નબલી પડે; માણસોના કામને માટે રંજ તથા ઉદ્યોગને અને દુન્યાની ખેતી અને આબાદીને સુસ્તી પોહોંચે."

"જો 'હુસ્મોર્તીક' (વેહવાર) વર્ષ માણસો મધે તેની જગાએથી ખસાડવામાં આવે તો દુન્યાનો ઘણો કારોબાર ઉઠલ પાઠલ થઇ જાય."

આ પ્રમાણે જોતાં આપણો નોરોજ તેની જગાએથી ખસી જવાથી આપણા જશનોમાં અને ક્રીયાઓમાં મોટી ઉઠલ પાઠલ થઇ ગયલી છે. આપણે જુદાં જુદાં જશનોની ક્રીયાઓ કરીએ છીએ તે સઘલી કવખતની થાય છે, અને જે શુકરગુજારીઓ પરવરદેગારની હજુરમાં કરીએ છીએ તે શુકરગુજારીઓની મકશદ ઉલ.ાઇ જાય છે. તેટલા માટે વરસની મોસમો અને જશનો બરોબર વખતસર લાવવાને માટે પેસદાદ અને કયાની પાદશાહોના વખતથીજ કબીસો કરવાનો રવૈઇઓ પડયો હતો. દીનકર્દમાં કહે છે કેઃ—

"દાહાડો વધારવાને લગતું (વર્ષ), ખુદ જે 'હુશમોતિર્ક (વેહવાર) વર્ષ છે, (તેનો) મહીમા તથા ઉપયોગ નોરોજ, મહેરંગાન અને પેદાયશની શરૂઆતથીના બીજા કદીમ જશનો વિષે છે; જે પ્રથમ રોજનું નવા પણું કયાનીઓએ મુકરર કરયું છે."

આ ઉપરથી વાંચનારા સાહેબો જોશો કે આપણાં સઘલાં જશનો તેનાં બરોબર મુકરર કીધેલા વખતેજ આવવાં જોઇએ. જો તેમ ન થાય તો દીનકર્દમાં કેહેવા પ્રમાણે "દીન આઇનને લગતું કામ જે ફસલો સાથે ફરજીયાત કીધેલું છે, તે આમ લોકોની ગણત્રીમાંથી ખસ્તાં થાય છે." આ રીતે વરસની સરૂઆત ખસી જવાથી આપણી દીન આઇનના કામોને પણ ખલલ થાય છે.

જમશેદી નોરોજના દીવસને નોરોજે આમ કહે છે. ઉપર જણાવવા મુજબ લાંબા જમાનાઓથી એ દીવસ ફરવરદીન મહીનો અને હોરમજદ રોજ ઉપર પડતો હતો. નોરોજે આમનો અર્થ તમામ ખલકતનો નોરોજ કરીને થાય છે. તમામ જરથોસ્તી આલમના લોકો પોતાનું છેલ્લું સાલ સહી-સલામતીથી પસાર કરી આવવાને માટે અને હવે પછીના અનેક સાલો પણ તેવીજ રીતના ગુજરે એવી રીતની સુકરગુજારી દાદાર હોરમજદ હજુરમાં કરવાને માટે એ દીને એબાદતગાહોમાં અને પોતાના ઘેરોમા બંદગી કરતા હતા. એ નોરોજનો દીવસ જેમ લોકો એબાદતમાં ગુજારતા તેમ વળી સાદી રામશની પણ પાળતા હતા. એ દીવસ તમામ સૃષ્ટીના નવા વરસના દીવસ તરીકે અસલવારેથી ગણાતો આવ્યો છે. શીયાલાની રૂતુ થંડીવાલા મુલકના લોકોને અનગમતી હોય છે, જયારે ગરમીવાળી બાહાર યાને વસંતની રૂતુ તે લોકોને આવકાર દાયક હોય છે. તેથી બાહારની મોસમ એ દીવસેથી સરૂ થતી હોવાને લીધે પણ આપણ જરથોસ્તીઓને એ બાબેની ખુશાલી પેદા થાય છે. કકડતી થંડીવાલા મુલકના લોકોનેજ સખત થંડીની બેજારીનો અનુભવ હોય છે. એવી સખત થંડી ઇરાનના મુલકમાં પડતી હતી અને તેથી તે થંડીને દેવની પેદા કીધેલી થંડી એમ અવરતામાં ગણી હતી. એવી થંડીથી જયારે લોકોનો છુટકારો થાય અને ગરમીને તેઓ આવકાર આપે અને તે બાબે હોરમજદની હજુરમાં સુકરગુજારી અને જશનો કરે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. આવી રીતે સુકરગુજારી એ નવાં વરસને દીવસે ગુજારવાનો ચાલ ઘણા જુના જમાનાથી ચાલતો આવેલો છે. દરેક કોમના લોકો પોતાના બેસતાં નવાં વરસના દીવસને સુભ ગણે છે, પણ આપણ જરથોસ્તીઓને બેસતાં નવાં વરસનો દીવસ સુભ ગણવાના અનેક કારણો મલ્યાં છે.

૧ લું—છેલ્લું આખું વરસ સહી સલામત પુરૂં કરી આવ્યા તેથી.

૨ જું—તે દીવસથી બાહાર યાને વસંતની મોસમ બેસે છે તેથી.

૩ જું—એ દીવસે તમામ ખલકતને હોરમજદે પેદા કીધી તેથી.

૪ થું—એ દીવસે જમશેદ તથા બીજા અનેક પેસદાત અને કયાની પાદશાહો ગાદીનશીન થયા હતા તેથી.

૫ મું—એ દીવસે નેક કામોનું મુરત યાને સરૂઆત કરવા ફરમાવી છે તેથી. (દીનકર્દમાંથી સાહેદત મલે છે કે એ દીને જેમ કયાનીઓ તેમજ બીજા બેહદ માણસો નેક કામો કરી ગયાં છે.)

આ રીતે જોતાં એ દીવસની બુલંદી મોટી છે અને એવો બુલંદ દીવસ ખુશાલીથી પાળવાની આપણી ફરજ છે. ફકટ એક દીવસ નહી પણ આખો ફરવરદીન મહીનો આપણી જરથોસ્તી શાહાનશાહાતના વખતમાં નોરોજના હીંગામ તરીકે પાળવામા આવતો હતો. આખા ફરવરદીન મહીનાને તે વખતમાં છ ભાગમાં વેંહેંચી નાખવામાં આવતો હતો અને તે તબકકાઓ પોતાના દરજજા પ્રમાણે પાદશાહો, શાહજાદાઓ, અમીર ઉમરાવો, આમના લોકો, ગુલામ-ચાકર નફરો વીગેરે ગુજારતા હતા. એ આખા મહીનામાં નોરોજ અને તેની પછીના પાંચ દીવસો ઘણાજ બુજોર્ગ ગણાતા હતા. તે છ દીવસો સુધી પાદશાહો દરરોજ સહવારના ખાશ દરબારો ભરતા હતા અને ખાસ વ આમના લોકોની મુલાકાત લેતા હતા. વલી પાદશાહો એ દીવસો ઉપર લાયકાત ધરાવનારા લોકોને ખેતાબ અને ખેઅલાતો બખશતા હતા. એ પ્રમાણે એ નોરોજનો બુલંદ હીંગામ હસી ખુશી સાથે લોકો ગુજારતા હતા.

તેટલા માટે એ જશનનો હીંગામ આપણે હાલના જરથોસ્તીઓએ પણ ખુશખુશાલીથી પાળવો જોઇએ. એ દીવસે સૌ સૌએ પોતાની શકતી અને ગુન્જાશ મુજબ સખાવતનો દસ્ત લંબાવવો અને સખાવત કરવા લાયકના ગરીબ નાચાર લોકોને પૈસાની, વસ્ત્રની અને ખોરાકીની ઘટતી સખાવતો કરવી. એ નોરોજ ગરીબો પણ ખુશાલી અને સાદમાનીથી ભોગવે એવી ટકો શકતીવાનોએ તેઓને માટે કરી આપવી જોઇએ. બીજું એ કે, એ મુબારક દીવસે સર્વે જરથોસ્તી-ઓએ પોતાની ગુન્જાશ મુવાફીક સારા વસ્ત્ર પહેડી, એબાદતગાહામાં જઇને બંદગી કરી પાક યજદાંતાલાની હજુરમાં શુકરગુજાર થવું તથા ખુશખુશાલી સાથે, સારી રમત ગમતોથી અને નીરદોશ રમુજોમાં વખત ગુજારવો.

**રપીથવનનું જશન**—ઉપલાં નવા શાલનાં નોરોજ પછીનું બીજું જાહેર જશન ફરવરદીન મહીનો અને અરદીબેહેસ્ત રોજે કરવામાં આવે છે, તે રપીથવનનું જશન કહેવાય છે. રપીથવન યાને ગરમીનો હીંગામ તો જમશેદી નોરોજના બેસવા સાથેજ પડે છે. પણ ગરમી ઉપર અરદીબેહેસ્ત અમશાસ્પંદ મવકલ હોવાથી તે અરદીબેહેસ્ત અમશાસ્પંદની આરાધના તે અમશાસ્પંદના નામના અરદીબેહેસ્ત રોજે કરવામાં આવે છે. ગરમીની મોસમમાં સૃષ્ટીના કાયદા પ્રમાણે દીવસ લાંમ્બો અને રાત ટુકી હોય છે. તેટલા માટે એ મોસમમાં દાહાડાની પાંચ ગેહ યાને પાંચ ભાગ કરવામાં આવ્યા છે. એ પાંચ ગેહોમાં રપીથવન ગેહ દાહાડાના મધ્યભાગમાં આવે છે. તે વખતે સખત ગરમી પડે છે તેથી એ ગરમીના વખતના ભાગને રપીથવન ગેહ તરીકે ઓલખવામાં આવે છે. ગરમીનો અમલ સાત મહીના સુધી રહે છે. તેટલા માટે ફરવરદીન મહીનાની સરૂઆતથી તે મેહેર મહીનાની આખેરી સુધી રપીથવનનો અમલ રહે છે. આવાં મહીનાની સરૂઆતથી તે અસપંદાદ મહીનાની આખેરી સુધીની મોસમ શીયાળાની મોસમ ગણાય છે. એ મોસમમાં દીવસ ટુકો અને રાત લાંબી હોય છે. તેથી એટલા મહીના દીવસના પાંચને બદલે ચાર ભાગ કીધેલા છે. એ પાંચ મહીના સુધી રપીથવનનો યાને ગરમીનો અમલ નહી હોવાને લીધે એ દીવસો ઉપર રપીથવન ગેહ ભણાતી નથી. રપીથવનનું જશન મોટું જશન ગણાય છે, જે ફરવરદીન મહીના અને અરદીબેહેસ્ત રોજે બપોરના મધ્યાન યાને રપીથવનના વખતે કરવામાં આવે છે. એક જરથોસ્તીને માટે કેટલીક ક્રીયા કરવા કરાવવાની ધર્મે ફરજ નાખી છે તેમા રપી-

થવનની ક્રીયા કરવાની પણ ફરજીયાત રહે છે. જો એક જરથોસ્તી રપીથવનની ક્રીયામાં ભાગ નહી લે તો તે ગુનેહગાર ઠડે છે. આપણી નેરંગસ્તાન કેતાબમાં કહેલું છે કે "ધર્મનું ફરમાન છે કે રપીથવન ઇજી દરેક આદમીએ ગુજારેશ કરવી. એ ગુજારેશથી છુટવા માંગે તો તે અનઘટતું અને ગુનાહ ભરેલું છે."

આ દુન્યામાં સઘળી જાતની આફત લાવનાર હારેમન છે. જમેસ્તાનમાં અવાખતર યાને ઉતર તરફનો પવન જેને અવસ્તામાં ધીકારેલો છે તે પવન ફુકી માણસો ઉપર તરેહવાર જાતનાં રોગોનો હુમલો લાવે છે. એ પવન હારેમન તરફથી આવતો હોય એવું અવસ્તાના જમાનાના લોકોનું મત હતું. દુન્યાની સરૂઆતમાં હારેમનની ખરાબી તોડવાને માટે રવીથવન ગેહમાં હોરમજ્દે અમશાસ્પંદોની સાથે મીનોઇ ઇજશને કરી હતી અને પેહેલ વેહેલી રપીથવન ઇજી હતી, એમ બુનદેહેશ ઉપરથી જણાય છે. રવીથવન ઇજવાની મુલ મકશદ હારેમન તરફથી આવતી ખરાબીઓને અટકાવવાને માટે છે. રવીથવનનો એક અર્થ દક્ષીણ દીશાનો પણ થાય છે. એ રવીથવનની મોસમને દક્ષીણ તરફના પવન સાથે નીસબત છે. રવીથવનના (દક્ષીણના) પવનને અવસ્તા જમાનાના લોકો ઉત્તમ ગણતા હતા. જ્યારે ઉતર તરફના પવનને ખરાબી કરનાર ગણતા હતા. ઉતરનો પવન સઘલું વેરાન કરનારો, માણસ જાતની તબીયતનો બીગાડો કરનારો, વરસાદના વરસવાને અટકાવનારો, ટુકમાં સ્પેનામીનોની પેદાયશને નુકશાન કરનારો છે એમ અવસ્તામાં જણાવેલું છે. જયારે દક્ષીણ તરફનો પવન તમામ દુન્યાને વધારનારો, આબાદી કરનારો, તરોતાજગી બખશનારો અને માણસ જાતને સારી તંદરોસ્તીમાં રાખનારો ગણેલો છે.

જેમ રવીથવન સાથે અરદીબેહેસ્ત અમશાસ્પંદને સંબંધ છે તેમ વનંત સેતારાને પણ સંબંધ છે. દાદાર હોરમજ્દે દુન્યાની પાસબાનીને માટે ચાર સેતારાઓને ચાર દીશાએ રાખ્યા છે તેમા વનંત દક્ષીણ તરફનો સેતારો છે. એ સેતારાની મદદથી આપણે દક્ષીણ તરફનો દીલખુશ પવન મેલવીએ છીએ. એ વંનત સેતારાને દેવને લગતાં પ્રાણીઓના નુકશાનનો અટકાવ કરનાર ગણીયો છે માટે વનંત યજદની આરાધના પણ રવીથવનના હીંગામ ઉપર કરવામાં આવે છે જેની ક્રીયા નોરોજને દીનેજ હાવન ગેહમાં કરવામાં આવે છે. એ ક્રીયામાં દરેમેહેરમાં વનંત યજદની બાજ ધરતાં બાજ ધરનાર મોબેદ પોતાના હાથમાં "નવ ગરેહ" યાને નવ ગાંઠની લાકડી ધરે છે અને હારેમનને લગતી દરેક બુરી શકતીઓના નામ દેતાં તે એજમતી લાકડીનો ફટકો તે બુરી શકતીઓને મારવાને માટે ભોંય ઉપર ઠોકે છે. યાને કે દુન્યામાંથી રપીથવનની ખુશાનુમા રતુ સાથે ખરાબ શકતીઓને દુર ઉતર દીશા તરફ હાંકી કાહાડવામાં આવે છે. તેટલા માટે રપીથવનની ક્રીયા કરવાની મકશદ એજ રહે છે કે બેસ્તાં નવાં સાલથી દુન્યામાંથી રોગ મરકીનો ઘટાડો થાય, તે વરસમાં સારા વરસાદની વ્રસ્ટી થાય અને દુકાલ અને ટીપણીની આફત દુર થાય, દક્ષીણ તરફનો ખુશ પવન લાંબો વખત ફુકી સઘલી વતાવર્ણને સાફ કરે અને તેથી માણસ જાતની સુખશાંતીમાં વધારો થાય. આવી મકશદની શુકરગુજારી માટે રપીથવનની ક્રીયા કરવામાં આવે છે અને દરેક જરથોસ્તીની ફરજ છે કે એવી ક્રીયામાં ભાગ લેઈ શુકરગુજારી ઇચ્છી તે પરવરદેગાર પાસેથી દુન્યાના તમામ લોકોની આબાદી ઇચ્છવી.

**ખોરદાદસાલ**—વરસનું ત્રીજું જશન તે ખોરદાદ સાલનું જશન ગણાય છે. નોરોજથી તે ખોરદાદસાલ સુધી નોરોજનોજ હીંગામ ગણાય છે અને ખોરદાદ સાલના દીવસ સાથે એ હીંગામ ખતમ થાય છે. જમશેદી નોરોજ નોરોજે આમ ગણાય છે જયારે ખોરદાદસાલનો નોરોજ નોરોજે ખાસ ગણાય છે. કારણકે તે દીને આગલા વખતમાં ઇરાનના પાદશાહો અને અમીરો ખાસ કરીને એ દહાડો મોજ સોખથી ગુજારતા હતા. એ દાહાડો આગલા વખતમાં ઘણા મોટા બનાવોને જન્મ આપનાર ગણાયો છે. આપણા પેહેલવી પુસ્તકોમાં એજ દહાડે ૨૭ મોટા બનાવો વારા ફરતી બન્યા હતા એમ કહેવામાં આવે છે. જેમાં ખાસ કરીને અશો જરથોસ્તનો જન્મ એ

દીવસે થયો હતો, એજ દીવસે તેવણ ખોદા સાથની ગોફ્તેગુમાં રોકાયા હતા અને એજ દીવસે તેવણે શાહ ગુસ્તાસ્પને જરથોસ્તી દીનમાં લીધો હતો અને દીન ફેલાવવાનો પાયો નાખ્યો હતો. એ ઉપરાંત બીજા અનેક ઇરાનની તવારીખને લગતા બનાવોને જન્મ આપનાર એજ દીવસ હતો. અલબીરૂનીના લખવા મુજબ એ દીને ઇરાનના લોકો સાત જાતનો અનાજ એક રકાબીમાં વાવતા હતા અને તેમના ઉગવા ઉપરથી વરસનો પાક કેવો જશે તેનું અનુમાન કરતા હતા. વલી એ દીવસ ખાસ કરીને ઇરાનમાં નાહાવાનો ગણાતો હતો કારણકે ખોરદાદ અમશાસ્પંદ પાણી ઉપર મવકલ છે. તેટલા માટે એ દીને લોકો નાહી તથા પાક થઈ એબાદતમાં ગુજારતા હતા. એ નાહાવાનો ચાલ કેમ પડયો તેને માટે અલબીરૂની લખે છે કે શાહા જમશેદે નેહેરો ખોદાવી હતી અને તે નેહેરોમાં ખોરદાદસાલને દીવસે પાણી દાખલ કીધાં હતાં. આથી પાણી લોકોને છુટથી મલવાથી તેઓ ખુશીમાં આવી ગયાં હતાં અને છુટથી નાહી ધોઇ સર્વેએ પોતાના તનને સાફ કીધું હતું. ત્યારબાદ એ દીને નાહાવાનો એવોજ ચાલ લોકોમાં પડી ગયો હતો. વળી એમ પણ કેહેવામા આવે છે કે પાદશાહ જમશેદ ગાદીએ આવવાની આગમચ ઇરાનમાં ઘણા વરસ સુધી વરસાદ ખેંચઈ ગયો હતો અને જમશેદના ગાદીએ આવવા પછી એજ દીને ધોધમાર વરસાદ પડયો હતો અને આબાદી થઇ હતી. જમશેદી નોરોજ અને ખોરદાદસાલ જુદાં જુદાં જશનો ગણાતાં હતાં પણ હોરમજદ બીન શાપુરના ગાદીએ આવવા બાદ એ બંધે દીવસોને જોડી નાંખી નોરોજનો હીંગામ પાળવામાં આવતો હતો. વળી તેને એ દીવસે સારા સગન દાખલ પાહાડો ઉપર મોટાં બલતાં સલગાવવાનો હોકમ કીધો હતો. કારણકે તેમ કરવામાં તે સગન સમજતો હતો અને બીજું એ કે તેમ થવાથી ખરાબ હવાનો નાશ થતો હતો.

ખોરદાદસાલ અને નોરોજને અતલગનો સંબંધ એ છે કે ખોરદાદ અમશાસ્પંદ વખતનો પણ માલેક છે. તેથી સરૂ થતાં વરસ ઉપર ખોરદાદ અમશાસ્પંદ માલેકી ધરાવે છે. તેટલા માટે તેની ખુશનુમનથી સુકરગુજારી કરવામાં આવે છે. જેમ રપીથવનનો માલેક અરદીબેહેસ્ત અમશાસ્પંદ છે તેથી અરદીબેહેસ્ત રોજે શુકર ગુજરીનું જશન કરવામાં આવે છે તેમ ખોરદાદ વરસનો માલેક છે અને વરસ હોરમજદ રોજથી સરૂ થાય છે તોપણ તેની સુકર ગુજારી આપણે વરસ ઉપર મવકલ અમશાસ્પંદ ખોરદાદના રોજને દાહાડે કરીએ છીએ. એ જશનનો સબબ તમામ આલમના લોકોને સુખ, તનદરોસ્તી અને લાંબી જીંદગી મલે અને તેઓ બીજા અનેક સાલો જોવા પામે એવી રીતની બંદગી ગુજારવાને માટે છે.

સદ્દર નામની પેહેલવી કેતાબમાં એવું ફરમાંન આપયું છે કે દરેક જરથોસ્તીએ ખોરદાદ-સાલના દરૂન ઈજવા જોઇએ; વળી ત્યાં એમ પણ જણાવ્યું છે કે એ દીને હકતાલાની બખશેસથી સર્વે આદમીઓની આખાં વરસની રોજી નેમાય છે. યાને કે આખાં વરસની રોજી હર સાલ એ મુબારક રોજે લખાય છે. સદ્દરે બેહેરે તવીલમાં લખે છે કે એ રોજે આફ્રંગાન પાક પવીત્ર મોબેદ પાસે કરાવવું, અને ખોરદાદની આરાધના કરાવવી કે જેથી ખોરદાદ અમશાસ્પંદ તે માણસ તરફથી સારી ભલામન પરવરદેગાર આગલ કરે. અલબીરૂની કહે છે કે ઇરાનીઓ એ દાહાડાને "આશાનો દાહાડો" કહે છે.

**અશો ફરોહરનું ફરવરદીઆંનનું જશન**—વરસના સરૂ થવા પછીનું ચોથું જશન તે ફરવરદીન મહીનો અને ફરવરદીન રોજનું યાને અશો ફરોહરોનું જશન આવે છે. એ જશન કુલે હમાઅશો ફરોહરનું ગણાય છે. એ જશન ગયોમર્દથી તે હાલના અને હવે પછી આવતા સોશીયોશના જમાના સુધીના સઘલાં ફરોહરનું ગણાય છે. ખ્રીસ્તીઓમાં "All Saints Day" જેવો દાહાડો આવે છે તેવી મતલબનો આ જશનનો દાહાડો ગણાય છે. દર મહીનાનો ફરવરદીન રોજ હમા અશો ફરોહરનો દાહાડો ગણાય છે તોપણ અસલવારેથી ફરવરદીન મહીનો અને ફરવરદીન રોજ અને આદર મહીનો અને ફરવરદીન રોજ એ બે દીવસોને અશો ફરોહરના

મોટા દાહાડા તરીકે ગણવામાં આવ્યા છે. તેમાં ફરવરદીન મહીનો અને ફરવરદીન રોજનું જશન મોટી બુજરગી ધરાવે છે. એ દીવસ ઉપર સર્વે જરથોસ્તીઓની પોતાના ગુજરેલાં ન્યાગાનો અને વાહાલાં ખેશીઓની સામટી યાદ કરવાની ફરજ રહે છે. દરેક જરથોસ્તીએ એ દીવસે પોતાનું ચીત રોકી પોતાના ગુજરેલાં વાહાલાંઓની યાદ દુખમાએ નજદીક જાઇ જાતે ફરવી જોઇએ અને તેઓની નઇઅતે ક્રીયાઓ કરાવવી જોઇએ.

**અરદીબેહેશતગાનનુ જશન**—પાંચમું જશન અરદીબેહેસ્ત મહીનો અને અરદીબેહેસ્ત રોજનું પડે છે. એ જશનને અરદીબેહેસ્તગાનનું જશન કહે છે. અરદીબેહેસ્ત એટલે બેહેસ્તની મીસાલનું એવો અર્થ આગલા જરથોસ્તીઓ ઉઠાવતા હતા. વસંતનો બાહાર એ મહીનામાં એટલો બધો ખીલેલો રહેતો હતો કે તેથી એ મહીનાને અરદીબેહેસ્ત ગણેલો છે. ફારસી વજરકરદમાં અરદનો અર્થ ગાવું કીધેલો છે કારણકે એ મહીનામાં તમામ વરંદાએ ઝાડો ઉપર બેસીને ખુશ સરોદ ગાય છે. અરદીબેહેસ્ત અમશાસ્પંદ આતશ તથા રોસ્ની ઉપર મવકલ છે, અને આતશ જરથોસ્તીઓનો કેબલો હોવાથી એ જશનની બુજરગી આપણે મોટી ગણીએ છીએ. આગલા ઇરાનના પાદશાહો એ દીવસને લડાઇ ઉપર જવાનો ઠેડવતા હતા (ફરંહગે જાહાંગીરી) અને પાદશાહો રઇઅત સાથે મુલાકાત કરતા હતા. એ દીવસે દરેક જરથોસ્તીની એબાદતગાહામા જઇ બંદગી કરી મુરાદ માંગવાની ફરજ રહે છે અને આતશ સાથે જે કાંઇ ગુનાહ થયો હોય તે માટે પસેમાન થઇ અરદીબેહેસ્ત અમશાસ્પંદની માફી ચાહાવી.

**મેદીઓજરેમ ગાહમબાર**—છઠું જશન પેહેલા ગાહામબારનું પડે છે. એ પેહેલો મેદીયોજરેમ ગાહામબાર અરદીબેહેસ્ત મહીનો અને ખોરશેદ રોજથી સરૂ થઇ દેહપમેહેર સુધીના પાંચ દાહાડા ચાલુ રહે છે. દરેક જરથોસ્તીઓ ઉપર વરસની છ ક્રીયા કરવાની ધર્મે ફરજ નાંખી છે તેમાં ગાહામબાર ઇજવવાની અને તેની ચાશણી કરવાની પણ ફરજ નાખેલી છે. અસલવારેથી આપણા વડવાઓ એ જશનોને જેટલી અગત્ય આપતા હતા તેટલી બીજા જશનોને આપતા હતા નહી. ગાહામબાર પૃથ્વી અને તેની પેદાયશોને પ્રગટીકરણ મલવાના જશનો છે અને તેથી એ જશનો ઘણા મુખ્ય ગણવામાં આવ્યાં છે. આફ્રીને ગાહામબાર પ્રમાણે દરેક પેદાયશના બનાવ્યા બાદ હોરમજદે અમશાસ્પંદોની સાથે ગાહામબાર ઇજયા હતા. તેટલા માટે હોરમજદ અને અમશાસ્પંદોએ સાથે મલી ગાહામબારની મીયજદ ઇજી હતી તેમ આદમીઓએ પણ એક બીજાની સાથે મલી ગાહામબારની મીયજદ ઇજવી જોઇએ. ગાહામબારનો મુલ અર્થજ એક જગો ઉપર સાથે મલવું એમ થાય છે. ગાહામબારનો પેહેલવી બોલ ગાસાનબાર, ગાસ=જગ્યા અને અમબાર=એકઠું થવું ઉપરથી નીકલ્યો છે યાને કે ગાસાનબાર એટલે એકઠા થવાની જગ્યા એમ થાય માટે ગાહામબારના જશનો સર્વેએ સામટા ભેગા થઇને કરવાં જોઇએ. આગલા વખતમાં ગાહામબારના જશનોમાં પાદશાહથી તે ફકીર સુધાં સાથે મલતા યાને કે નીચ ઉંચનો કાંઇ પણ તફાવત વગર એ જશનો કરવામાં આવતાં હતાં. ગાહામબારને વલી રતુઓના જશન તરીકે પણ ગણવામાં આવે છે. માટે ગાહામબારના જશનો યુરોપમાં હાલમાં થતા પાકની ઉતપન્નતીના મેલાવડા (Harvest feasts) સાથે સરખાવી શકાય. જરથોસ્તી ધર્મની રૂએ જરથોસ્તીઓનો મુલ ખ્યાલજ એવો રહે છે કે પોતાના ઉપર થયલાં હેશાનનો બદલો તેઓએ વાલી આપવોજ જોઇએ, ત્યારે જે ન્યામતો તેઓ જુદી જુદી મોસમોમાં મેલવે છે તે માટે અહુરમજદનો ઉપકાર માનવાની તો તેઓને માથે મુખ્ય ફરજ રહે છે. એવી ફરજો બજાવવાને ઘણા જુના જમાનાથી જરથોસ્તીઓ દાદારનું ભેગું હેશાન માનવાને એકઠા થતા હતા તથા સુકરગુજારી કરતા હતા અને ખાશ વ આમ ભેગું ખાનું લેતા હતા. એ રેવાજને એટલો તો ચીવટપણે જરથોસ્તીઓ પાળતા હતા કે તમામ જરથોસ્તીઓ ગાહામબારની મીયજદમાં ભાગ લે છે કે નહી તેને માટેની તકેદારી કરવાની અને ઘટે તો એ કામમાંથી અલગ

રેહેનારાઓને ઘટતી સજા ફરમાવવાની સત્તા દસ્તુરોના હાથમાં આપવામાં આવતી હતી. તે દસ્તુરો પોતાની સત્તા, ગાહામબારના કામમાંથી અલગ રેહેનારાઓને ખુલ્લા પાડી, ગુજરાનના સાધણો છીનવી લેઇ અથવા તો ન્યાતબાહાર મુકી, બજાવતા હતા. (આફ્રીગાને ગાહામબાર) એવી રીતે વરસમાં છ વખત ભેગા મલવાનો રવાઇઓ અસલવારેથી ચાલતો આવેલો છે અને તે હમણા પણ ઘણી ઉલટથી ચાલુ રહેલો છે. પણ અતરે જણાવવું જોઇએ કે હાલે જે રૂથી ગાહામબારના જમનવારની ચાલે છે તે રૂથીમાં એક સુધરેલી કોમના જમનવાર તરીકે સારા ફેરફારો થવા જોઇએ. હાલના ગાહામબારોના જમનોનો દેખાવ એવો તો કદરૂપો થઇ પડયો છે કે એવાં જમનમાથી સારા અને મોભાવાલા લોકો દુર થઇ જાયતો તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. ગાહામબારની ચાશણીનો અર્થ ગાહામબારનું ફકત ભોનું ખાવું એમ થતો નથી. પેહેલી જે ફરજ દરેક જરથોસ્તીને માટે રહે છે તે જશનમાં ભાગ લેઇ જે પવીત્ર કલામો ભણાય તે ધ્યાનથી સમજીને તે ક્રીયામાં મીનોઇ ચાશણી કરવાની છે અને ત્યારબાદ જે મીઅજદ અને ખાનું પકાવવામાં આવ્યું હોય તે મીયજદ અને ખાનાની ચાશણી સુલેહ અને એકદીલી સાથે કરી ત્યાંથી છુટા પડવાનીછે. આટલા ગાહામબાર વીશેના ટુક ખોલાશા બાદ ગાહામબારના પેહેલાં જશનની બાબદ ઉપર આવીશ. ગાહામબારનું પેહેલું મેદીયોજરેમનું જશન વરસના સરૂ થવા પછી ૪૫ મે દાહાડે પડે છે. એ ગાહામબારનો અવસર પાંચ દીવસ સુધી પાળવામાં આવે છે. એ ગાહામબાર વસંત યાને બાહારની રૂતુંની નીયામતને માટેની સુકરગુજારી કરવાનું જશન છે. મઇધ્યો જરેમ્યનો અર્થ લીલોતરી આવવાનો મધ્યાંન વખત યાને વસંતનો મધ્યાન વખત એમ થાય છે. સદદરે બુન્દેહેશન પ્રમાણે એ મેદીયોજરેમના વખતમાં ખોદાતાલાએ આશમાન પેદા કીધું હતું. વીસ્પરદમાં એ ગાહામબારને "મઇદીયો જરેમયેહે પયંઘહો" યાને દુધ સાથનો મેદીયોજરેમ કહેલો છે. એ મોસમને દુધ સાથેનો તાલુકો આપવાનું કારણ એજ કે બાહારની મોસમમાં તમામ ઝાડપાનોમાં રસકસ અને દુધનો પુશકલ વધારો થાય છે.

દરેક ગાહામબાર ઇજવામાં આપણે એકનો એક હજાર ઘણો સવાબ મેલવીએ છીએ. માટે આપણ દરેક જરથોસ્તીની ફરજ છે કે ગાહામબારના કામમાં સામેલ થઇ તન, મન અને ધનથી મદદ કરી સવાબનો હમભેરો હાંસલ કરવો. જો આપણી પૈસાની ગુંજાશ નહી હોય તો એ કામમાં આપણી કોઇપણ તરાંહની મેહેનતનો હીસ્સો આપવો. જો કોઇ પણ રીતનો હીસ્સો પણ એ ગાહામબારના કામમાં આપવાની કોઇ જરથોસ્તીની શકતી નહી હોય તો જશનમાં ભાગ લેઇ દાદાર હોરમજદ જે સર્વોત્તમ પાદશાહ છે તેની પાદશાહી કબુલ કરવી.

**ખોરદાદગાંનનું જશન**—સાતમું જશન ખોરદાદ મહીનો અને ખોરદાદ રોજનું પડે છે. એ જશનને ખોરદાદગાંનનું જશન કહેવામાં આવે છે. ખોરદાદ મહીનાને ખાનું આપનાર મહીનો ગણવામાં આવતો હતો કારણકે એ મહીનામાં ઘઉ, જવ અને મેવાઓ પાકીને તૈયાર થતા હતા. વળી ખોરદાદ વખતનો સાહેબ હોવાથી આપણા કલાકો, દાહાડાઓ, મહીનાઓ અને વરસો આપણે ખુશી ખુસાલીથી બરકરારી અને અમન ચમન સાથે ગુજારીએ એવી ખાહેશ સાથે આપણે ખોરદાદની આરાધના કરીએ છીએ. ખોરદાદ ઝાડપાન અને પેદાયશ અને પાક ઉપર મવકલ છે તેથી તેની મારફતે દરેક જરથોસ્તીએ એ દીને દુન્યાની આબાદી વધે એવી ખાહેશ ચાહાવી. એ દીને દરેક જરથોસ્તીએ ખોરદાદ અમશાસ્પંદની આરાધના કરાવવી તથા નાહી ધોઇ બંદગીમાં સામેલ થવું અને ખોરદાદ અમશાસ્પંદની પેદાયશ સાથે જે કાંઇ ગુનાહ થયો હોય તે માટે માફી ચાહાવી.

**મેદીયોશેહેમ ગાહામબાર**—આઠમું જશન તીર મહીનો અને ખોરશેદ રોજે બીજો ગાહામબાર મેદીયોશેહેમનું પડે છે. એ જશન ખોરશેદ રોજથી સરૂ થઇ દેપમેહેર રોજ સુધીના પાંચ દાહાડા ચાલુ રહેછે. એ જશન ઉનાલાની રૂતુની તમામ ન્યામતોને માટે સુકરગુજારી કરવાનું છે. મઇધ્યોશેમનો

અર્થ ઉનાલાનો મધ્ય વખત યાને ભર ઉનાલો થાય છે. સદદરે બુન્દેહેસ્ન પ્રમાણે ખોદાતાલાએ એ ગાહામબારના અવસર ઉપર પાણી પેદા કીધું હતું. વીસ્પરદમાં એ ગાહામબારને "વાસતરો દાતએન્યેહએ" યાને ભર ગરમીનો ઘાસની કાપનીનો સમો ગણેલો છે. એ હીંગામને અંગ્રેજીમાં ( Summer Salstice ) કહે છે. એ અવસર ઉપર જેમ પેહેલા ગાહામબારના જશનને માટે કહયું તેમ ગાહામબારની ક્રીયામાં આમ સાથે જોડાવું.

**જશને તીરંગાન**—નવમું જશન તીર મહીનો અને તીર રોજનું પડે છે. એ જશનને જશને તીરંગાન કહે છે. એ હીંગામ ઉપર અનાજ પાકી તૈયાર થવા બાદ તેના ભાગ કરી વેહેંચી લેવામાં અવતા હતા. એ જશનની બુજોરગી અસલવારેથી ઘણી ચહ્ડતી ગણવામાં આવી છે. કારણ કે એ દાહાડે શાહ મીનોચેહેર અને અફ્રાશીયાબ વચે દોસ્તી થઇ હતી. મીનોચેહેર અને અફ્રાશીયાબ વચે પોતાના મુલકની હદ વીશે વાંધો ઉઠયો હતો અને તેથી અફ્રાશીયાબ ઇરાન ઉપર લશકર લેઇ ચઢી આવ્યો હતો અને તબરીસ્તાન ઉપર ઘેરો ઘાલ્યો હતો. મીનોચેહેરની હાલત અફ્રાશીયાબ સાથે જંગમાં ઉતરવા જેવી હતી નહી, અને તેથી મીનોચેહેરે એવી સરતે સુલેહ કરવા ઇચ્છયું કે તેનો એરેક્ષ નામનો પેહેલવાન ક્ષઓથ યાને દેમાવંદ પાહાડ ઉપર ચઢી ત્યાંથી પુર્વ દીશા તરફ તીર ફેંકે અને જે જગાએ તીર પડે તે જગાને ઇરાન તથા તુરાન વચેની હદ સમજવી. આ કરાર અફ્રાશીયાબે કબુલ કીધો હતો. તે મુજબ એરેક્ષ પેહેલવાને એક તીર દેમાવંદ પાહાડ ઉપરથી ફેંકયો હતો, કે જે બામદાદે ફેંકેલો બપોરના બામ્યાન પાહાડ આગલ પડયો હતો. અલબીરૂની એ બાબે લખે છે કે પરવરદેગારના હોકમથી પવન તે તીરને એટલો તો દુર લઇ ગયો હતો કે ફરગહાના અને તબરીસ્તાન વચેની ખોરાશાનની હદ આગળ લાવી નાખ્યો હતો અને ત્યાંના સૌથી મોટામાં મોટાં ઝાડના થડમાં તે તીર બેઠો હતો. જયાંથી તીર ફેંકયો હતો ત્યાંથી તેના આવી પડવાની જગ્યા વચેનું છેટું એક હજાર ફરસંગનું હતું. એ એરેક્ષ પેહેલવાનને માટે અલબીરૂની લખે છે કે તે ઘણોજ અશ્રાફ, પહરેજગાર અને દાહયો પુરૂશ હતો. તે પેહેલવાનની કુમકે અસપંદાદમદ અમશાસ્પંદ આવ્યો હતો અને એરેક્ષને તેના ફરમાવ્યા પ્રમાણેનો તીર અને કામઠું બનાવવાનો હોકમ કીધો હતો. વળી અલબીરૂની લખે છે કે એરેક્ષે તે તીર પોતાના જીવને ભોગે ફેંકયો હતો. તેને પાદશાહ અને બીજા ભેગા થયલાઓને પોતાનું દીલ દેખાડીને કહયું હતું કે તમો જુઓછો તેમ મારા દીલ ઉપર કાંઇપણ દરદ યા ઘાહ છે નહી. હું જાણું છું કે જયારે હું આએ કામઠાં વતી તીર ફેંકશ ત્યારે હું કકડા બુકલા થઇને પડશ અને મારો જીવ જતો રેહશે. પણ તે મારો જીવ તમારા લોકોને માટે સડકે કરવાને માટે મેં ઠેડાવ કીધો છે. ત્યાર પછી તેને તે કામઠું હાથમાં લીધું અને તે વખતે દાદારે બક્ષેલાં જોરથી તે કામઠું ખેંચીને તીર ફેંકયો કે તે ફેંકતાજ તે ચુરે ચુરો થઇને પડયો હતો. આ રીતે તે એરેક્ષ પેહેલવાને પોતાના દેશને દુશમનને હાથ જતું પોતાના જીવને ભોગે બચાવ્યું હતું અને પોતાના ભાઇબંધોને દુશમેનના દોરથી બચાવ્યા હતા. એ એરેક્ષ બાબેનો ઇસારો આપણને તીર યસ્તમાંથી પણ મલેછે. આવી રીતે ઇરાન દેશનો એ રોજે છુટકારો થવાથી લોકો એટલું તો ખુશાલીમાં આવી ગયું હતું કે એ રોજને મોટાં જશનના દીવસ તરીકે ઠેડવ્યો હતો. એ તીરંગાનનું જશન અલબીરૂનીના લખવા પ્રમાણે એ દીવસ પાળવામાં આવતું હતું. તીર રોજને નાંહલુ તીરંગાન કહે છે અને ગોશ રોજને મોટું તીરંગાન કહે છે. કારણકે ગોશ રોજે એરેક્ષે ફેંકેલો તીર પડેલો સોધી કાહાડવામાં આવ્યો હતો.

તેટલા માટે દરેક જરથોસ્તીની ફરજ છે કે પોતાના વડીલોથી ચાલતાં આવેલાં એ મોટાં જશનમાં ભાગ લેવો અને એરેક્ષ કે જે દેશહીતકારીક પુરૂશ થઇ ગયો હતો તેની એ દીવસ સાથે જોડાયલી યાદને તાજી રાખવી. વળી તેશતર આપણા તાળે સાથે પણ તાલુકો રાખે છે, માટે એ યજદની એ દીને આરાધના કરવાથી તે તમામ બદ સેતારાઓની ચાલને દફે કરેછે. એ તેશતર વળી વરસાદ ઉપર મવકલ છે અને એ મહીનામાં મધ્ય એશીયામાં પુશકલ વરસાદ વરશેછે. જો આપણે જમશેદી

નોરોજથી ફ્રવરદીન મહીનો ગણીએ તો હીંદુસ્તાનમાં પણ એજ મહીનામાં વરસાદની વૃસ્તી સરૂ થાય છે. કારણકે તેમ ગણતાં એ મહીના સાથે અંગ્રેજી જુન માસ આવે છે. માટે તીર યજદની આરાધના વખતસર કરવાથી એ યજદ વરસાદ મોકલી તમામ દુન્યાની આફતને દુર કરે છે.

**અમરદાદગાંનનું જશન**—દસમું જશન અમરદાદ મહીનો અને અમરદાદ રોજનું પડે છે. એ જશનને અમરદાદગાંન કહે છે. ફરંહંગે જાહાંનગીરીમાં એ જશનને જશને નીલોફરી કહેછે. ખુરતાબ કેતાબમાં લખે છે કે અમરદાદ મહીનામાં તમામ ફલ અને મેવાઓ પાકીને તૈયાર થાય છે તેથી અમરદાદને મીઠા મેવાઓ આપનાર તરીકે ગણેલો છે. અમરદાદ અમશાસ્પંદ ઝાડપાનોનો ઉપરી ગણાય છે અને એ મહીનામાં તમામ લીલોતરી ઉગી નીકળતી હતી. એ દીવસે આપણી ફ્રરજ છે કે અમરદાદ અમશાસ્પંદની નઇઅતે આરાધના કરાવવી તથા બંદગીમાં સામેલ થઈ અમરદાદ અમશાસ્પંદ જે ન્યામતો બક્ષે છે તેના સુકરાના કરવા તથા તેની પેદાયશ સાથે જે કાંઇ ગુનાહ થયો હોય તે માટે માફી ચાહાવી.

**શેહેરેવરગાંનનું જશન**—અગીયારમું જશન શેહેરેવર મહીનો અને શેહેરેવર રોજનું આવે છે. એ જશનને શેહેરેવરગાનનું જશન કહેછે. ફરંહંગે જાહાંગીરીમાં કહેછે કે એ દીને શાહ દારાબ પેદા થયો હતો. ફીરદોશી પણ તેને એજ દાહાડે પેદા થયલો ગણે છે. ખુરતાબ કેતાબમાં કહેછે કે એ મહીનામાં રઇઅત પાદશાહાને જમીન વીગેરેની મેહેશુલ ભરતી હતી તેથી શેહેરેવરનો અર્થ પાદશાહી ખજાનાનો વધારો એમ કીધો છે. કારણકે રઇઅતના કર ભરવાથી પાદશાહી ખજાનો વધેછે. અલબીરૂની પ્રમાણે એ જશનની હીંગામથી લોકોને સગડીઓ સલગાવવી પડેછે. કારણકે શેહે-રેવર મહીનાથી ઠંડીની મોસમ સરૂ થાયછે. તેથી એ જશનને આતશનું પણ જશન ગણી આતશની આરાધના દરેક ઘેરમાં કરવામાં આવેછે. વળી એ દીને લોકો મેજબાની કરવાને સારૂં ભેગા મલતા હતા.

શેહેરેવર અમશાસ્પંદ ધાતુ ઉપર મવકલ છે તેમજ તે પાદશાહી ઉપર પણ મવકલ છે. શેહેરેવરનો અર્થ પાદશાહીની મોરાદનો સાહેબ એવો થાય છે. એ દીને સર્વે જરથોસ્તીઓની ફ્રરજ રહે છે કે એ અમશાસ્પંદની નઇઅતે આરાધના કરાવવી અને બંદગીમાં ભાગ લેવો. શેહેરેવર અમશાસ્પંદ જે નીયામતો બક્ષે છે તે માટે શુકરગુજારી કરવી, અને રોજી રજખનો વધારો થાય એવી તેની મેહેર ચાહાવી. આપણા રાજ કરતા રૈયત ઉપર મેહેરબાન રહે અને રૈયતની મુશકેલીઓ દુર કરે એવી મુરાદો ચાહાવી. તેમજ શેહેરેવર અમશાસ્પંદની પેદાયશ તરફ જે કાંઈ ગુનાહ થયો હોય તે માટે પસતાવો કરી માફી ચાહાવી.

**પઈતીશેહેમ ગાહામબાર**—બારમું જશન શેહેરેવર મહીનો અને આસ્તાદ રોજથી પઇતીશેહેમ ગાહામબારનું બેસી તે અનેરાન રોજ સુધી ચાલુ રહેછે. પઇતીશેહેમનો અર્થ મેવાને ઝાડ ઉપરથી ઉતારવાની અને અનાજને કાપવાની મોસમ એમ થાય છે. સદદરે બુન્દેહેશ મધે લખે છે કે એ ગાહામબારના અવસર ઉપર જમીન પેદા કીધી હતી. વીસ્પરદમાં એ ગાહામબારને પઇતીશહહીએહએ હહીએહએ યાને કઠોલ તથા મેવાની ઉતપન્નતીનો શમો ગણેલો છે. એ ગાહામબાર પુરો થતાં ગરમીની મોસમનો અંત આવે છે. એ ગાહામબારના અવસર ઉપર જે નીયામતો આપણે મેલવ્યે છીએ તે માટે શુકરગુજારી કરવાને માટે સર્વે જરથોસ્તીઓને ભેગા મલવાની ફ્રરજ રહેછે.

**જશને મેહેરંગાંન**—તેરમું જશન મેહેર મહીનો અને મેહેર રોજનું પડેછે. એ જશનને જશનને મેહેરંગાન કહે છે. એ જશનને ફારશીમાં નોરોજે બીજાની કહેછે. જમશેદી નોરોજનું જશન જેટલું અગત્યનું ગણાય છે તેટલુંજ અગત્યનું એ જશન પણ ગણાયછે. આગલા વખતમાં એ મેહેરંગાનનો અવસર પણ જમશેદી નોરોજની માફક છ દીવસ સુધી પાળવામાં આવતો હતો. મેહેર મહીનો અને મેહેર રોજના જશનને મેહેરંગાને આમે અને મેહેર મહીનો અને રામ રોજને મેહેરંગાને ખાશે કેહેતા હતા. જમશેદી નોરોજ ગરમીની સરૂઆત થવાનું જશનછે. જયારે

મેહેરંગાન ગરમીની આખેરી આવવાનું જશન છે. જમશેદી નોરોજનું જશન મેષ વિષુવ (vernal equinox) થવાનો વખત છે જયારે મેહેરંગાનનું જશન તુલા વિષુવ (antumnal equinox) થવાનો વખત છે. સખત શીયાલા પછી રાત દીવસ સરખા થઇ ઉનાલો બેસે છે તેમ મેહેરંગાનના હીંગામ ઉપર સખત ઉનાલો પછી રાત દીવસ સરખા થઇ શીયાલો બેસે છે. મેહેરંગાનના જશનનો હીંગામ ખ્રીસ્તી સપટેમબર માસની ૨૧મી તારીખ ઉપર આવવો જોઇએ કે જે વખતથી દીવસ ટુકા થઇ રાત લાંબી થતી જાયછે. તેટલા માટે દીવસના ટુકા થવાનાને લીધે અને ગરમીનો અવસર પુરો થવાને લીધે એ રૂતુમાં આખા દીવસની ફકટ ચારજ ગેહ ગણાવામાં આવેછે. મેહેર મહીનો અને અનેરાન રોજે રપીથવનનો હીંગામ પુરો થાય છે અને આવાં મહીનાના હોરમજદ રોજથી રપીથવન ગેહ ગણવાની બંધ પાડવામાં આવે છે યાને કે ગરમી પુરી થયાથી અરદીબેહેસ્ત અમશાસ્પંદનો અમલ પણ પુરો થાય છે. પણ આપણી હાલની રોજ માહાની ગણતરી પ્રમાણે તો મેહેર મહીનાની અધવચેથી ગરમી શરૂ થાય છે તેથી ખરી રીતે જોતાં તો રપીથવનનો હીંગામ મેહેર મહીનાથી ચાલુ થવો જોઇએ પણ તેમ નહી થતાં હવડંતો બીજી મોશમમાં રપીથવનનો હીંગામ થાઇ પડયો છે.

મેહેરંગાનનું જશન ઘણા કદીમ જમાનાથી આપણુ જરથોસ્તીઓ પાળતા આવ્યા છે. એ દીવસની બુજોર્ગી પણ ઘણી મોટી ગણાવામા આવે છે. મેહેર યજદ એક બલવંત ફરેસ્તો ગણાય છે અને એ યજદની આરાધના એક વખત ઇરાનમાં તેમજ દુન્યાના મોટા ભાગમાં મોટા પાયા ઉપર થતી હતી. તેથી એ જશન પણ મોટું ગણાતું હતું. મેહેર યજદ રોસ્ની ઉપર મવકલ યજદ છે જે યજદની બલવંત શકતીનું બ્યાન આપણને મેહેર યસ્ત ઉપરથી મલે છે. આગલા ઇરાનના જરથોસ્તીઓ સાચા, ઇમાનદાર, નીતીમાન અને સદગુણી બન્યા હતા તે મેહેર યજદની પ્રસ્તેશની ખુબીથી બન્યા હતા. તે વખતના જરથોસ્તીઓ મેહેરની મેહેર મેલવવાની મોટી કાલજી રાખતા હતા અને મેહેરના કેહેરથી ડરી ધુજીને ચાલતા હતા. આવા એક બલવંત યજદની આરાધનાનો દીવસ આપણ જરથોસ્તીઓમાં ઘણો મોટો ગણાતો આવ્યો છે. એ જશનની બુજોર્ગી વળી તવારીખમાં બનેલા એક મોટા બનાવને લીધે પણ મોટી ગણાય છે. શાહ જમશેદના આબાદ અમલ પછી ઇરાનનો એવો તો બરગસ્તે દાહાડો બેઠો હતો કે લોકોને નસીબે ઘણોજ જાલેમ પાદશાહ જોહાક ગાદીએ બેઠો હતો. એ પાદશાહાના જુલમ હેઠેલ ઇરાની રૈયત ઘણીજ હલાક થતી હતી અને નીરદોશોના નાહક ખુનો રેડાતાં હતા. આવા જુલમગાર પાદશાહાના વખતમાં એક આપઅખતયાર ખવાશનો માણસ રૈયતને માથે વાસે થયો હતો. આ સખશ એક ગરીબ લુહાર કાવેહંગર હતો. જમશેદના વંશનો એક ઇરાની જુવાન જે પાછલથી નામીચો શાહ ફરેદુન થવા પાંમ્યો હતો તેને કાવેહંગર જઈ મળ્યો અને તે ફરેદુનની કુમક ઉપર રૈયતને જુહાક સામે બંદ મચાવવાને ઉશકેરી હતી. એ કાવેહંગરે પોતાની કમર ઉપરનો પોહોલો પતો એક લાકડી ઉપર ઉંચે તાંગી એક જુન્ડો બનાવ્યો અને તે વાવના હેઠલ લખો માણસ ભેગું કીધું. તે ભેગાં કીધેલા લશકર સાથે કાવેહંગર ફરેદુનને જઇ મળ્યો અને ત્યારબાદ ફરેદુને ઇરાન ઉપર હુમલો લાવી જુહાકને હરાવી તેને કેદ પકડયો હતો. ફીરદુશીના લખવા પ્રમાણે અને પાજંદ આફ્રીનમાં જણાવવા પ્રમાણે જુહાકને ફરેદુને દેમાવંદ પાહાડ ઉપર કેદ કીધો હતો એમ માલમ પડે છે પણ આપણા અવસ્તા ઉપરથી જણાય છે કે ફરેદુને જુહાકને કેદ કીધો હતો નહી પણ મારી નખાવ્યો હતો. જુહાકના દોરથી રૈયતને છોડવવાનો બનાવ આએ મેહેરંગાનના જશનને દાહાડે બન્યો હતો તેટલા માટે એ જશન વધારે યાદગાર રહી ગયું છે. મેહેર મહીનો અને રામ રોજને મેહેરંગાને ખાસ કહેવાનું કારણ એ કે એ દીને શાહા ફરેદુને ઇરાનના તખ્ત ઉપર બેસી રૈયતને પાછો અદલ ઇનશાફ આપવા માંડયો હતો. જો કે ફરેદુન જેવા પુરાણા જમાનાના પાદશાહના વખતમાં એ જશનનો પાયો નખાયો હતો તોપણ તે જશન હજુર સુધી હાલના જરથોસ્તીઓમાં પણ યાદગાર રહી ગયું છે.

અલબીરૂની કહેછે કે એ જશનને દીવસે મીથ્ર યાને સુરજે પેહેલવેહેલી દુન્યાને રોશની આપી હતી, તેથી એ દીવસને મેહેર કહેલો છે. એ દીવસે એવો ચાલ હતો કે પાદશાહો સુરજ અને બાર રાસીના ચક્રની આકૃતીનું તાજ પેહેરતા હતા. વળી તે એમ પણ લખેછે કે એ દીને ઈરાનમાં મેલો ભરાતો હતો.

વળી અલબીરૂની લખે છે કે એ દીવસે ફરેદુનને ફરેસ્તાઓ મદદ કરવાને માટે આવ્યા હતા અને તેઓની મદદથી તે જુહાકને હરાવી શકયો હતો તેથી ત્યારબાદ એવો રવઇઓ પડયો હતો કે મેહેરંગાનને દીવસે બામદાદને વખતે એક જોરાવર લડવઇયાને પાદશાહી મેહેલના ચોગાનમાં ઉભો રાખવામાં આવતો હતો જે પરોઢીયુ ફાટતાં પોતાના જેમ બને તેમ મોટા સાહાડે બોલતો હતો કે "અરે તમો ફરેસ્તાઓ, આ દુન્યામાં નીચે આવો, દેવો અને ખરાબી કરનારાઓને મારો અને તેઓને આ દુન્યામાંથી હાંકી કાહાડો."

વળી એવી પણ દંતકથા કેહેવામાં આવે છે કે એ દીને ચંદ્રમાં કે જે રોશણી વગરનો કાળો ગોળો હતો તેને રોશની બખશી રોશનીથી દીપાવવામાં આવ્યો હતો તેથી સુરજ કરતાં ચાંદ એ દીવસો ઉપર ચઢીયાતો ગણાતો હતો અને ચાંદરનાનો વખત ભાગ્યસાલી વખત ગણાતો હતો.

અશો જરથોસ્તે એ અસલ રેવાજને અનુસરીને મેહેર અને રામ રોજને મેહેરંગાનના હીંગામ તરીકે પાળવાને લોકોને ફરમાવ્યું હતું એમ અલબીરૂની લખે છે તેથી લોકો એ બંધે દીવસોને જશન તરીકે પાળતા હતા. પાછલથી હોરમજદ બીન શાપુરે મેહેરથી તે રામ રોજ સુધીના બધા દીવસોને જશન તરીકે પાળવાને ફરમાવ્યું હતું.

"અનજુમન આરાએ નાશરી" અને "બુરહાને કાતે" નામની કેતાબોના બનાવનાર લખે છે કે એ દીવસે ખોદાતાળાએ જમીનને બીછાવી (યાને આબાદ કરી) હતી, તથા શરીરને આતમા સાથે મેલવ્યા હતા (યાને શરીરમાં આતમાની ઉતપન્નતી કીધી હતી).

આ ઉપર જણાવેલાં સઘલાં દાસ્તાન ઉપરથી જોતાં આપણી ફરજ છે કે આપણા અસલી ન્યાગાનોની રસમ મુજબ એ દીવસ પરવરદેગારની બંદગી અને શોકરગુજારીમાં પસાર કરવો. સર્વેએ પોતાની ગુન્જશ પ્રમાણે મેહેર યજદની નઇઅતે આરાધના કરાવવી તથા ખુશી ખુશાલી સાથે દાહાડો ગુજારવો. એમ કરવાથી મેહેર યજદ આપણા ઉપર પોતાની મેહેર વરસાવશે.

**અયાથ્રેમ ગાહામબાર**—ચઉદમું જશન મેહેર મહીનો અને આસ્તાદ રોજથી ચોથા ગાહામબાર અયાથ્રેમનું પડે છે, અને તે અનેરાન રોજ સુધી ચાલુ રેહે છે. અયાથ્રેમનો અર્થ હામીન યાને ઉનાલાની ખલાશીનો વખત એમ થાય છે. સદદરમાં જણાવે છે કે એ ગાહામબારના અવસર ઉપર પરવરદેગારે તમામ ઝાડપાન અને વનસપતી પેદા કીધી હતી. વીસ્પરદમાં અયાથ્રેમને "ફ્રો ઉરવએસ્તરેમહે વસ્પનિ હરેસ્તાઇચ" યાને (ગરમી) નો છેડો લાવનાર અને ગોશન છોડવનાર કહયો છે.

એ ગાહામબારના જશનમાં પણ જેમ આગળ ગાહામબારની બાબદમાં જણાવવામાં આવ્યું છે તેમ ભાગ લેવો.

**આબાંનગાનનું જશન**—પંદરમું જશન આવાં મહીનો અને આવાં રોજનું પડે છે. એ જશનને આબાંનગાનનું અથવા આવાં અરદુઈશુરનું જશન કહેછે. આવાં યજદ નારી ફરેસ્તો છે અને તે પાણી ઉપર મવકલ છે. જેમ મીથ્રની પરસ્તેશ જુના જમાનામાં દુન્યામાં મોટા પાયા ઉપર ચાલી હતી તેમ અનાહીત યાને અરદવીશુરની પણ પરસ્તેશ દુન્યામાં મોટા પાયા ઉપર ચાલી હતી. તેટલાં માટે અરદવીસુરનું જશન પણ બુજોર્ગ ગણાતું હતું. એ જશન પણ ઈરાનમાં બનેલા તવારીખના મોટા બનાવને લીધે યાદગાર જશન ગણાતું હતું. અલબીરૂની તથા ફરંહગે જાહાંગીરી ઉપરથી માલમ પડે છે કે ઈરાનના રાજા જુબીન તેહેમાસપે એ દીને અફરાશીયાબને હરાવ્યો હતો અને તેને નહસાડી પોતે ગાદીએ બેઠો હતો. એ જુબીન તેહેમાસપે વલી એ દીને નેહેરો ખોદાવી હતી. વળી એ આવાંના જશનને શાહ ફરેદુન સાથે પણ તાલુકો છે. કારણકે એ દાહાડે ફરેદુને સાત કેશ્વરોમાં જુહાકને બંદીવાન કીધાની અને પોતે ગાદીએ આવવાની મનાદી ફેરવી સર્વે લોકો કે જેઓ

જુહાકના જુલમથી નાહાસ્તાં ભાગતાં ફરતાં હતાં તેઓને પાછા આવી પોતાના ઘરોનો કબજો લેવાનો હોકમ ફરમાવ્યો હતો અને એ પ્રમાણે દુન્યામાં શાંતી ફેલાવી હતી.

વળી ફરહંગે જાહાંગીરીમાં એમ પણ લખવામાં આવે છે કે ઈરાનમાં સાત વરસ સુધી સખત દુકાલ ચાલ્યો હતો, ત્યાર બાદ એ જશનને દીવસે એકાએક વરસાદ વરસીયો હતો તેથી પણ એ દાહાડાને બુજોર્ગ ગણે છે. આવાં મહીનો વરસાદને અર્પણ કીધેલો મહીનો છે. બુરતાબ કેતાબ પ્રમાણે જણાય છે કે એ મહીનામાં શીયાળાના વરસાદની સરૂઆત થતી હતી અને પાહાડો ઉપર બરફ પડવાથી પાણીના ચશમાંઓમાં વધારો થતો હતો અને સર્વે ખેદુતો ખેતીવાદીને સારૂ પાણી ભરી રાખતા હતા—માટે અરદવીશુર સાથે વરસાદને પણ તાલુકો છે.

એ જશનને દીને સર્વેની ફરજ છે કે પોતાના ન્યાગાનોને પગલે ચાલી અરદવીશુરની આરાધના કરવી તથા તમામ પાણી સાથે જે કાંઈ ગુનાહ થયો હોય તે માટે પસ્તાવો કરી અરદવીશુરની માફી ચાહાવી.

**આદર યજદનું જશન**—સોલમું જશન આદર મહીનો અને આદર રોજનું પડે છે. એ જશનને આદરનું જશન કહે છે. એ જશન ઘેરના આતશનું છે. ભર ઠંડીમા આતશની ગરમી ઘણી અગત્ય ધરાવે છે. આપણી બુનદેહેશ પ્રમાણે આવાં મહીનાથી ગરમી ઓછી થઈ શીયાળો જોર પકડે છે અને દુન્યામાં દાખલ થાય છે અને રપીથવનની મીનોઇ શકતી જમીનની ઉપરથી જમીનની નીચે જાય છે. તે ઉપરથી જોતાં ઇરાનમાં આદર મહીનામાં શીયલાનું વીશેશ જોર રહેતું હતું તેવા વખતમાં આતશ માણુસોનો ઉપયોગી દોસ્ત થઈ પડતો હતો. બુરતાબ કેતાબમાં લખે છે કે આદર મહીનામાં હવા ઘણી ઠંડી પડે છે તેથી સર્વે કોઇને આતશ રોશન કરી તેની નજદીક ઠંડીને દુર કરવા બેસવું પડે છે તેથી આતશ સલગાવવાની ફરજ પડે છે. વળી આતશ જરથોસ્તીઓનો બંદગી કરવાનો કેબલો છે. તેથી બંદગી કરવાના કેબલા તરીકે તેમજ ઠંડીમાં ઘણા અગત્યના દોસ્ત તરીકે ઇરાનના જરથોસ્તીઓમાં તે બેવડો આવકારદાયક એ આદર માસમાં થઈ પડતો હતો. આતશની આદર મહીનામાં વધારે જતન કરવાનો ચાલ ઘણા જુના જમાનાથી ઇરાનમાં સખત ઠંડીને સબબે પડયો હતો પણ તેવો રેવાજ હજુર સુધી આપણા જરથોસ્તીઓમાં ચાલુ રહેલો છે અને આદરના જશનને દીવસે તો ચાલુ રાત અને દીવસ ઘરના આતશને રોશન રાખે છે.

જો કે એ જશન સાથે તવારીખના બનાવોને નીસબત નથી તોપણ એ જશન આપણા નુરી કેબલાને લગતું હોવાથી તે પુરાણા વખતથી બુજોર્ગ ગણાતું આવ્યું છે. ઇરાનની સખત શીયાલાની રૂતુમાં ધગધગતા આતશની સઘડી દરેક જરથોસ્તી ઘેરમાં રોશણ રહેતી હોવી જોઇએ કે જેની આસપાસ એક જરથોસ્તી કુટુંબ ખુશ ગોફતેગુમાં કુંડાંલું વલી બેસ્તું હતું યા કુટુંબના વડા સાથે એ કેબલા સનમુખ બંદગીમાં મશગુલ થતું હતું. તેમાં આતશની ગંભીર સેતાયશનો અને ખુશી ખુશાલીનો હીંગામ તે આદરનું જશન ગણાતું હતું.

આપણી ફરજ પણ આપણા ન્યાગાનોને પગલે ચાલી તમામ આદર માસ આતશની શેતાયશમાં ગુજારવાની છે, અને તેટલા માટે ઘટતી કીયા અને માન સાથે જે જે આતશના કેબલાઓ બરપા કીધાં હોય ત્યાં સર્વે જરથોસ્તીઓએ એ માસમાં ભેગા થઈ એ આતશ જેવી નુરી શકતીથી આપણે જે જે સુખો ભોગવ્યે છીએ તેને માટે દેલોજાનીથી શુકરગુજારી કરવી જોઇએ અને તમામ અનજાન ગુનાહ જે આતશની તરફ થયો હોય તે માટે પસેમાની કરી માફી ચાહાવી જોઈએ.

**હમા અશોફરોહરનું જશન**—સતરમું જશન આદર મહીનો અને ફરવરદીન રોજે હમા અશોફરોહરનું જશન પડે છે. એ જશનની બુજોર્ગી ફરવરદીન મહીનો અને ફરવરદીન રોજના જેવીજ છે એમ પેહેલવી વંદીદાદ ઉપરથી જણાય છે.

**દાદાર હોરમજદનું જશન**—અઢારમું જશન દેહ મહીનો અને હોરમજદ રોજે દાદાર હોરમજદનું જશન પડે છે. દેહ એ દાદાર હોરમજદનું નામ છે તેથી એ માસના હોરમજદ રોજે દાદાર

હોરમજદનું જશન પડે છે. આપણા માસના ૩૦ દીવસોમાં દર અઠવાડીયાંનો એક એક દીવસ તેમાં પેહલા બે દીવસ આઠમે દીવસે અને બીજા બે દીવસ નવમે દીવસે દાદાર હોરમજદને અર્પણ કીધા છે, જે દેપાદર, દેપમેહેર, અને દેપદીન છે. દેહ–પ–આદર એટલે આદર રોજની અગઉનો દેહ, દેહ–પ–મેહેર એટલે મેહેર રોજની અગઉનો દેહ અને દેહ–પ–દીન યાને દીન રોજની અગઉનો દેહ એમ ગણાય છે. હોરમજદ રોજ સાથના એ ચારે દીવસો દાદાર હોરમજદને અર્પણ કીધેલા દીવસો ગણાય છે. માટે દેહ મહીના સાથે એ દીવસો પડે છે તે દાદાર હોરમજદના જશનોના દીવસો ગણાય છે. તેમાં દેહ મહીનો અને હોરમજદ રોજને ખુર્રમ રોજ યાને ખુશાલીનો દાહાડો ગણેલો છે. એ દીવસને માટે અલબીરૂની કહે છે કે ઈરાનના શેહનશાહો શેહેનશાહાતના તખત ઉપરથી એ દીવસે નીચે ઉતરતા હતા અને તમામ સફેદ પોશાક પેહેરી સફેદ સેતરંજી ઉપર સાદાઇથી બેસતા હતા અને પ્રધાનો તથા દરબારીઓને એ વખતે કારભારથી મુકત કરતા હતા તથા શાહાનશાહ પોતે પણ રાજ્ય કારભારથી મુકત થતા હતા. એ વખતે ગમે તેવો ઉંચી યા હલકી પદવીનો શખ્સ કાંઈ પણ અટકાવ વગર રાજાની નજદીક જઈ વાતચીત કરી શકતો હતો. વળી તે ખેદુત અને દેહકાનીઓને પોતાની સનમુખ બોલાવતો અને તેઓની સાથે ખાનું ખાતો હતો. તેઓને તેમ કરવામાં એમ કહીને ઉતેજન આપતો હતો કે "આજે હું તમારા જેવો છું, હું તમારો ભાઈ છું; આ દુન્યાની હસ્તી તમારા હાથો વડે થયલાં કામ ઉપર ટકે છે અને એ કામની હસ્તી સરકાર વડે ટકે છે. એ પ્રમાણે એક બીજા વગર હસ્તી ભોગવે નહી. જ્યારે એમજ છે તો ઘણું કરીને જેમ આએ (પાદશાહી અને ખેતી) હોશંગ અને વએકરદ જોડીઆ ભાઇઓથી ચાલતી આવેલીછે તેમ આપણે જોડીઆ ભાઈઓ છીએ."

આ પ્રમાણે પાદશાહાને સાદઈ દેખાડવાનું અને તાજતખત એ દીવસે છોડવાનું કારણ એ ગણાય કે એ દીને પાદશાહો તેમ કરી એ દીવસની પાદશાહી દાદાર હોરમજદને સંપુરદ કરતા હતા અને પાદશાહ પોતે તેની રઈઅતમાંનો એક થઈ પોતાનું કમીનાપણું તેની હજુરમાં જણાવતો હતો.

દેહ મહીનો આખો દાદાર હોરમજદને અર્પણ થયલો હોવાથી એ આખા મહીનામાં જરથોસ્તીઓ નાની નાની ટોલકીઓમાં એકઠા થઈ જશનો કરી જે તમામ ન્યામતો આ દુન્યામાં તેઓ ભોગવે છે તે માટે દાદાર હોરમજદનો ઉપકાર માને છે. એ જશનોના દીવસો તરીકે મુખ્ય કરી દાદાર હોરમજદના ચાર જશનો મુકરદ ગણાય છે. એ આખા દેહ માસમાં ઈરાનમાં એટલી તો સખત ઠંડી પડતી હતી કે માણસો તમામ કામ કાજ બંધ કરીને ઘેરમાં બેસતા હતા તેથી એ મહીનો તમામ લોકોનો ફુરસદનો ગણાવાથી ફુરસદનો લાભ લેઇ જશનની શુકરગુજારી સાથે મેજબાનીઓ કરતા હતા. હાલે જો કે દેહ મહીનામાં હાલના જરથોસ્તીઓ જશનો કરે છે, પણ તે જશનોની શુકરગુજારી વખતે તેઓ ગેરહાજર રહી જમવાને વખતે ઉતરી પડે છે, જેમ કરવું ખોટું છે. ખરૂ ધર્માપણું સારેજ ગણાય કે પેહેલે શુકરગુજારીમાં ભાગ લેઈ પછી મોજમજાહમાં ભાગ લેવો.

**મેદીયારેમ ગાહામબાર**—ઓગણીશમું જશન દેહ મહીનો અને મેહેર રોજે મેદીયારેમ ગાહામબારનું પડે છે. એ જશન દેહ મહીનો અને બેહેરામ રોજ સુધી ચાલે છે. મઈધ્યાઇર્યનો અર્થ સરદી અથવા ઠંડીનો મધ્ય વખત એમ થાય છે. અવસ્તામાં અઇર્ય બોલનો અર્થ હીલચાલ નહી કરવી, એક જગાએ બેસવું એમ થાય છે. મેદીયારેમ ગાહામબારના વખતમાં ઈરાનમાં એટલું બરફ પડતું હતું કે લોકોને કામ કાજ બંધ કરવું પડતું હતું. બુનદેહેશમાં લખે છે કે દેહ મહીનો અને બેરામરોજને દાહાડે હવામાં એટલી સરદી થઇ આવતી હતી કે ઘેરોમાં સગડી સલગાવ્યા વગર ચાલતું હતું નહી. ત્યારે મેદીયારેમનો અર્થ ભર ઠંડીની મોસમ એમ થાય છે. સદદરે બુનદેહેશમાં લખે છે કે એ ગાહામબારના અવસર ઉપર દાદાર હોરમજદે ગોશપંદો અને પક્ષીઓની પેદાયશ બનાવી હતી. વીસપરદમાં એ ગાહામબારને સરેધહે યાને ભર સરદાનો હીંગામ કહયો છે. એ હીંગામને અંગ્રેજીમાં (Winter salstice) કહે છે. એ ગાહામબારમાં પણ પેહેલા ગાહામબારની બાબદમાં જણાવ્યું છે તેમ ભાગ લેવો.

**બેહેમનયાનનું જશન**—બીસમું જશન બેહેમન મહીનો અને બેહેમન રોજનું પડે છે. એ જશનને જશને બેહેમન્યાન કહે છે. એ બેહેમન્યાનની મોસમ ઉપર એક જાતના ઝાડ ઉપર રાતાં અને સફેદ ફુલોનો બાહાર આવે છે. એ ફુલને 'ગુલે બેહેમન' કરીને કહે છે. એ જશનને દીવસે એ ફુલને જરથોસ્તીઓ દુધમાં ભીજવીને ખાતા હતા, કે જેથી હોશ અને અક્કલની જીઆદતી થાય. એ બેહેમન મહીનાનું જશન બેહેમન અમશાસ્પંદનું જશન છે અને બેહેમન અમશાસ્પંદ સર્વે યજદ અમશાસ્પંદોમાં ચઢતો દરજજો ભોગવનાર હોવાથી એ જશન મોટું જશન ગણાતું હતું. બેહેમન અમશાસ્પંદ ગાય ઢોરો ઉપર મવકલ હોવાથી એ બેહેમનની પેદાયશને એ માસમાં આજાબમાંથી છોડવતા હતા. હાલે પણ મુખ્ય કરી તમામ જરથોસ્તીઓ બહમનના હમકારાઓ ઉપર ગોસ્તના ખાનાથી દુર રહે છે.

એ જશનને દીવસે જરથોસ્તીઓએ બહમન અમશાસ્પંદની નઇઅતે આરાધના કરાવવી અને બહમન અમશાસ્પંદ પાસે જાતી અક્કલની અને સાંભલવાથી મેલવાતી અક્કલની જીઆદતી ચાહાવી તથા જે કાંઇ ગુનાહ બહમન અમશાસ્પંદની પેદાયશ સાથે થયો હોય તે માટે મારી ચાહી પસતાવો કરવો.

**જશને સદેહ**—એકવીસમું જશન બેહેમન મહીનો અને આવાં રોજને દીવસે પડે છે. તે જશનનું નામ જશને સદેહ તરીકે જાણીતું છે. એ જશન હોશંગના જમાનાથી ચાલતું આવેલું ગણાય છે. પણ હાલે એ જશન આપણ જરથોસ્તીઓમાંથી તદન વીસરઇ ગયું છે. એ જશન બરપા થવાનું કારણ એમ કહેવામાં આવે છે કે હુશંગ પાદશાહ પોતાના ખાસ લોકો સાથે જંગલ તરફ જતો હતો. તેવામાં એક મોટો અજદાહ તેને માલમ પડયો. તેજ વખતે હોસંગે એક પથર તે અજદાહ તરફ ફેંકયો, પણ તે પથર અજદાહને ન લાગતાં એક બીજા પથર સાથે અથડયો અને તેમાથી આતશ રોશન થયો, અને તે સદેહ નામના લાકડામાં પડી સલગવા લાગ્યો. આ અજબ જેવા બનાવથી આતશ રોશણ થવાથી હોશંગે તે આતશના રોશન થવાને આતશની પરશતેશ કરવા માટેની ખોદાઇ બસારત માની; અને તે દીનથી આતશનો કેબલો કરવાની સરૂઆત હોશંગે એક મોટાં જશન સાથે કીધી હતી. ફીરદોશી એમ માને છે કે હોશંગના વખતમાં આ બનાવથી આતશની સોધ થઇ હતી. પણ હોશંગની આગમચ આતશ જાણીતો નહી હોય એ અશકય લાગે છે. ગયોમરદ પેહેલો માણસ હતો એમ અવસ્તામાં કંઇ મલતું નથી. પણ ગયોમરદ પેહેલો યજદાંપ્રસ્તી થયો એમ આપણને અવસ્તામાંથી મલે છે. ત્યારે ગયોમરદની આગમચના સેંકડો જમાનાઓથી માણસ જાતની વસ્તી આ દુન્યામાં હોવી જોઇએ અને તેઓને આતશ જેવું ઉપયોગનું સાધન પરવરદેગાર તરફથી મલેલું હોવું જોઇએ. ગયોમરદના વખતમાં પણ આતશ હસ્તીમાં હતો એમ જણાયલું છે. એવું કહેવામાં આવ્યું છે કે ગયોમરદે જયારે શીયામકનું ખુન થયલું જોયું ત્યારે પોતાના બેટાની લાશને એક ખાડામાં મુકી તે ખાદા આગલ આતશ રોશન કીધો હતો. આ ઉપરથી માનવાને કારણ મલે છે કે હોશંગના વખતમાં આતશ હસ્તી ધરાવતો હતો. પણ ગેબી રીતે આ નવો આતશ ઉપર જણાવેલા અજબ જેવા બનાવથી મલેલો જોઇ તેનો કેબલો કરવાની સરૂઆત હોશંગે કીધી હતી; અને એ બનાવના વારસીક દીવસને મોટાં જશનનો ઠેડવવામાં આવ્યો હતો. કહેવામાં આવેછે કે એ જશનના દીવસે ઇરાનના લોકો ભેગાં મલી એક મોટા ચોગાનમાં સદેહના લાકડાં એકથાં કરી એક જબરો આતશ રોશન કરતા હતા અને ત્યાં ભણીગણી મોજમજાહ કરી તથા એક સુફરે જમી પાછા ઘેરે ફરતા હતા.

અલબીરૂની એ રોજના જશનને કાંઇ બીજા બનાવ સાથે સંબંધ આપે છે. તે કહે છે કે જુહાકે અજમાઇલ નામના સખશને દર રોજ બે માણુસને જબેહ કરાવી તેઓના ભેજાં કાઢી લાવવાનો હોકમ ફરમાવ્યો હતો. અજમાઇલ રહેમી પુરૂશ હતો તેથી પોતાના જાતભાઈઓ ઉપર દયા લાવી તે બે માના એક પુરૂશને નહશાડી દેતો હતો અને તેના ભેજાંની વતી એક મેંઢાંનું ભેજુ મુકતો હતો, અને એ પ્રમાણે પોતાના હજારો ભાઇબંધોને મોહતમાંથી છોડવ્યા હતા. જયારે ફરેદુન તખતે આવ્યો ત્યારે અજમાઇલને આવું ખુની કામ કરવાને માટે મારી નાખવાનો હોકમ ફરમાવ્યો. ત્યારે અજ-

માઇલે ઉપલી ખરી બાબદ જાહેર કીધી અને પાદશાહાને કહયું કે જો તે પોતાના ખેપીયાને પોતાની સાથે મોકલે તો તે છોડવેલા પુરૂશોને દેખાડે. તેથી અજમાઇલે પોતે છોડવેલાં માણુસોને એવો હોકમ કીધો કે તેઓએ પોતાના ઘેરોના છાપડાં ઉપૂર બલતું સલગાવવું કે જેથી છોડવેલાં માંણુસોની સંખ્યા જાહેર થાય. તેથી બહમન મહીનો અને આવાં રોજે દેમાવન્દ પાહાડ કે જયાં તેના છોડવેલાં માણુસો જઈ વસ્યાં હતાં ત્યાનાં ઘેરના દરેક છાપડાં ઉપર આવી રોશની જોઈ તે ખેપીયો ઘણો અચરત થયો હતો, અને પાદશાહ ફરેદુનને એ બાબે વાકેફ કરવામાં આવ્યો હતો. પાદશાહે જયારે અજમાઇલની એવી રહેમદીલી સમજી ત્યારે તેને માફ કરી નવાજયો હતો.

જશને સદેહ અને બીજાં કેટલાંક જશનો કાંઇક કારણોથી સાસાની વંશના પાદશાહાતની આગમચ પારથીયન રાજ અમલ હેઠલ વીસરઈ ગયાં હતાં. તે જશનો પાછલથી સાસાની પાદશાહોએ સજીવન કીધાં હતાં. અરદેશર બાબેગાનને માટે ફીરદોશી કહે છે કે તેને "ખરરેહ અરદેશીર" નામનું શેહેર વસાવ્યું હતું અને તેમાં આતશકદેહ સ્થાપી તેમાં મેહેરંગાન અને સદેહના જશનો સજીવન કીધાં હતાં. હાલે આપણુ જરથોસ્તીઓ એ જશને સદેહને વીસારી બેઠા છીએ પણુ આગલા વખતમાં એ જશન ઘણુંજ જાણીતું અને લોકોનું માનીતું હતું.

**અસપંદાદ અમસાસપંદનું જશન**—બાવીશમું જશન અસપંદાદ મહીનો અને અસપંદાદ રોજનું પડે છે. અશપંદાદ અમશાસ્પંદ એક નારી ફરેશતો ગણાય છે અને તેને તાલુકે જમીન અને સઘલી સારા ખવાશની અને ભલી સ્ત્રીઓ છે. આરમઇતીનો અર્થ ડાહાપણુ થાય છે. અલબીરૂની કહેછે કે આગલા વખતમાં એ જશન ખાસ કરીને સ્ત્રીઓનું ગણાતું હતું, જયારે મરદો તેઓને છુટે હાથે બખશેસો કરતા હતા. અશપંદાદ અમશાસ્પંદ જમીન ઉપર મવકુલ હોવાથી જમીનને ખુશાલ કરવાને માટે એ દીને નવાં ઝાડો રોપવાનો રવઇઓ હતો, એમ ફરહંગે જાહાંગીરીમાં લખ્યુંછે.

અલબીરૂની લખે છે કે એ દીને પરોઢીયું અને સુરજ ઉગે તેની વચમાં લોકો કાગજના ચોરસ ટુકડા ઉપર નેરંગ લખી ઘેરની ત્રણુ ભીતે મારે છે અને પાછલી ભીત ખાલી રાખે છે. એમ કરવાના કારણુમાં તેઓ એવું સમજે છે કે ખાલી ભીત રાખ્યાથી ખરફશતરો તે ભીત ઉપર ચઢી બારીને રસ્તે બાહાર જાય. ભીતે ચોટાડવાની જે નેરંગનો સાર અલબીરૂની આપે છે તેથી જુદીજ જાતની નેરંગ આપણી ખોરદેહ અવસ્તામાં સચવાઈ રહી છે. જે નેરંગ હાલે પણુ કેટલાક જરથોસ્તીઓ એ જશનને દીને ઘેરના બારણુઓ ઉપર ચોંટાડે છે કે જેથી તમામ ખરફશતરો ઘેરમાંથી દુર થાય અને તેઓનું જોર કમી થાય. વળી એજ દીને વેકરી ( રેતી ) ઇજિવામાં આવે છે. તે ઇજતી વખતે પણુ એક નેરંગ પઢવામાં આવે છે અને તે ઇજિલી રેતી કેટલાંક ઘેરોના ચારે ખુનાઓમાં નાખવામાં આવે છે. જેથી હારેમનની ખસલતની તમામ બુરી શકતીઓ દફે થાય અને તે ઘેરમાં તંદરોસ્તીનો વધારો થાય.

શીયાલાની રૂતુમાં તમામ ખરફશતરોનો સખત ઠંડીને સબબે નાશ થાય છે. તેથી હારેમન એ આફત માણુસ જાત ઉપર પાછી લાવે નહી તેટલા માટે એવી નેરંગથી તે ખરફશતરોનો નાશ ઇચ્છવામાં આવે છે. હમશપતમેદેમના ગાહામબારના હીંગામને એરેતો-ફેરેથન દુશમેનને મારનાર ગણેલો છે. એ દુશમેનો તરીકે ડા૦ હોગ ખરાબ પેદાયશના પ્રાણીઓ જેવા કે દેડકા, ઘલોડી, સાંપ ઇત્યાદીને ગણે છે. એરીસ્તોટલ સીકંદરને મેહેરંગાનનું જશન કે જયારથી શીયાલો સરૂ થાય છે અને શીયાલાને જરથોસ્તીઓ ધીકારે છે તે છતાં તે ખુશાલીથી પાળે છે તેનો સબબ જણાવતાં કહયું હતું કે વસંત રૂતુમાં ઝેરી પ્રાણીઓ થવા માંડે છે, જયારે શીયાલામાં તેઓ મરવા માંડે છે તેથી શીયાલાને જરથોસ્તીઓ પસંદ કરે છે.

એ અશપંદાદમદ અમશાસ્પંદના જશનને દીને સરવે જરથોસ્તીઓની ફરજ રહે છે કે એ અમશાસ્પંદની નઇઅતે આરાધના કરાવવી અને અશપંદાદમદ અમશાસ્પંદની પેદાયશ સાથે જે કાંઇ ગુનાહ થયો હોય યા જમીનને નાખુશ કીધી હોય તે માટે પસ્તાવો કરી તોજેશ કરવી.

**ફરવરદેગાંન અથવા મુકતાદનાં જશનો**—ઉપલાં બાવીશ જશનો વીતા બાદ હરેક જરથોશ્તી શાળની આખેરીએ એટલે અશપંદાદ મહીનો અને આસતાદ રોજથી દસ જશનોની હારમાલા સરૂ થાય છે. જે જશનોને આપણે ફરવરદેગાનના યાને મુકતાદના દીવસો કહીએ છીએ. એ તેહવારો અસલવારેથી ઘણા અગત્યના તેહેવારો ગણાતા આવ્યા છે. એ તેહેવારો ઉપર સર્વે જરથોસ્તીઓએ કામ કાજ બાજુએ મુકી અશોફરોહરની આરાધનામાં ગુતાયલા રહેવું જોઇએ. સદદરે બેહેરે તવીલમાં કહેવામાં આવ્યું છે કે એ દીવસો ઉપર "બંદગીના કામો કરવા શીવાય કોઇ તરેહથી બીજું કામ નહી કરે." અસલવારેથી એ તેહેવારના દીવસો લોકો બંદગીમાં, સખાવતમાં અને અશોફરોહરની યાદ અને આરાધનામાં ગુજારતા હતા. તવારીખના દાખલા ઉપરથી જણાય છે કે પાદશાહો વતીક એ હીંગામ ઉપર રાજયધારી કામોથી ફારેગ રહેતા હતા. નોશેરવાનને માટે કહેવામાં આવે છે કે એ હીંગામ ઉપર રોમના શેહેનશાહ જશતીને એક એલચીખાતું ઇરાન ખાતે મોકલ્યું હતું પણ એ પવીત્ર તેહેવારોને સબબે તેને એ એલચીખાતાની મુલાકાત દસ દીવસ સુધી મુલતવી રાખી હતી. એ ફરવરદેગાનના પેહેલા પાંચ દીવસોને પંજે કેહ કહેવામાં આવે છે. અને છેલ્લા ગાથાના પાંચ દીવસોને પંજે મેહ કહેવામાં આવે છે. પંજે કેહ તે ફરવરદેગાનના પાંચ નાના દીવસો ગણાય છે જયારે પંજે મેહ તે ફરવરદેગાનના પાંચ મોટા દીવસો ગણાય છે. ફરવરદેગાનના દીવસો બાબે એ હીંગામ ઉપર ઘણું બોલાય છે માટે લંબાનથી એ જશનોનું દાસ્તાન ન કરતાં ટુકમાં હું ગાથાના છેલ્લા પાંચ દીવસોને માટે બોલીશ. એ દાહાડાઓ તે વરસની આખેરીના વધ યાને કબીસાના પાંચ દીવસો છે. મહીનાના ત્રીશ રોજને હીસાબે વરસના ૩૬૦ દીવસો થાય છે. પણ દર વરસના ત્રણસો પાંસઠ દીવસ કરવાને માટે છેલ્લા પાંચ ગાથાના દીવસો ઉમેરવામાં આવે છે. એ કબીસાનો હીંગામ ખુશાલીનો ગણાય છે. એ પાંચ દીવસોના નામ યજદોના નામથી આપવામાં આવ્યા નથી પણ અશો જરથોસ્તના જે પાંચ ગાથા છે તે ગાથાને યાદગાર રાખવાને માટે દરેક દીવસને એક એક ગાથાનું નામ આપવામાં આવ્યું છે. એ ગાથાના દીવસો બીજા દીવસો કરતાં ચઢતા ગણાવાનું કારણ એ છે કે:—

૧ એ ગાથાના દીવસો ઉપર તમામ જગતને પેદા કરયા બાદ તે જગતની ખુબી ભોગવનાર આદમજાતને પેદા કરવામાં આવ્યું હતું.

૨ એ દીવસો આખાં વરસની કસરના હોવાથી બીજા દીવસો કરતાં ચઢીયાતા ગણાય છે.

૩ એ દીવસો ઉપર આપણી પેહેલવી કેતાબો મુજબ દોજખી રવાનોને પણ છુટકો મલેછે તેથી.

૪ એ દીવસો વરસના પાંચ છેલ્લા દીવસો હોવાથી તમામ પાપોનો પસતાવો કરવાના અને પરવરદેગારની યાદ અને બંદગી ગુજારવાના દીવસો ગણેલા છે તેથી.

૫ ગાથા માણસના રવાનને મીનોઇ ખોરાક અને મીનોઈ પોશાક બખશનાર છે તેથી.

૬ એ દીવસો જમેશતાનને કાપી પાછી બાહારની ફસલને રાહાત આપનાર છે તેથી.

એ રીતે એ દીવસોની બુજોરગી ઘણા અસલના વખતથી ચઢતી ગણવામાં આવી છે. નેરંગસ્તાન કેતાબ ઉપરથી જણાય છે કે આગલા વખતમાં એ બુજોર્ગ દીવસો ઉપર ગાથા ગાવાની ખાસ મીજલસો થતી હતી અને ગાથાના કીરતણ સમજી લોકો સવાબનો હમબેહેરો હાંસલ કરતા હતા. એ દીવસો ગાથાના હોવાથી સર્વે જરથોસ્તીઓ એ દીવસો ઉપર ગાથા ભણતા હતા. ગાથાનું ભણતન કાંઇ એજ દીવસો ઉપર ભણવું એમ નથી. એ ભણતન દરરોજ ભણવું જોઈએ. કારણકે ગાથાના ભણતનથી એક જરથોસ્તીનું ચાલુ રક્ષણ થાય છે અને આ દુન્યામાંથી ગુજરવા બાદ પેલી દુન્યામાં સારો બદલો મેલવે છે એમ યજશને ઉપરથી જણાય છે (હા ૫૫, ફ૦ ૨.) ગાથા ભણવાથી માણસને હીમત, ફતેહ, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કલા, વૃધી, કુટુંબની આબાદી વગેરે મલે છે(હા ૫૫, ફ૦ ૩.)

વરસનું છેલ્લું જશન કે જે જશનને વરસના છેલ્લા દીવસો સાથે તાલુકો છે તે હમહસ્પતમેદેમ ગાહામબારનું છે. એ હમહસ્પતમેદેમ પંજીએ મેહે યાને પાંચ ગાથાના દીવસો ઉપર પડે છે. એ ગાહામબારની બુજોર્ગી એ ગાથાના દીવસો ઉપર પડવાને લીધે વધારે છે. એ હમહસ્પતમેદેમનો

**અર્ધ** રાત અને દીવસ એક સરખો થવાનો વખત એમ થાય છે. એ ગાહામબારના **અવસર** ઉપર **માણસ જાતની** ઉતપન્નતી **થઈ હ**તી. વીસપરદમાં એ ગાહામબારને "એરેતો કરેથન" યાને **દુશમેનોને મારનાર** યાને ખરાબી કરનાર **ખરફ્‌શતરે**નો નાશ કરનાર એમ કેહેવામાં આવે છે. **એ** ગાહામબાર **અસલવારેથી** બુજોર્ગ ગણાતો અવ્યો છે કારણકે એ અવસર ઉપર પરવરદેગારે માણસ જાતની પેદાયશ **પેદા કીધી હ**તી. તેથી માણસ જાત પરવરદેગારનું એ હીંગામ ઉપર વધારે આભારી રેહેછે. **એ** ગાહામબાર **ઘણાજ** ઠાઠમાઠથી નોશીરવાન આદેલે **કીધેલ્લા**નો **દાખલો** આપણી પાસે છે કે જે હીંગામ ઉપર **તેને તમામ દસ્તુર દાવરો**, અમીર ઉમરાવો તથા ગરીબ ગુરબાંઓને એ ગાહામબારમાં **ભાગ** લેવાને **નોતરીયાં હ**તા. ત્યા તેઓની **ઘટતી મેહેમાનદારી** કરી જર જવાહેર, ઉમદા પોશાકો અને ગાય ઢોરો **તથા ઘોડાઓની** બખશીસ કરી **અશો**દાદથી નવાજયા હતા.

**વાંચનારા સાહેબો** આ રીતે મેં વરસના અનુક્રમે આવતાં સઘલાં જશનોનું બ્યાન **કરવાની કોશીસ કીધી છે.** તમો સાહેબોએ સારી રીતે જોઈ લીધું છે કે એ જશનો આપણા ઈરાની વડીલોના માણીતાં **જશનો હ**તાં. દરેક જશન સાથે રૂતુને કાંઇ નહી ને કાંઇ સંબંધ છે એમ પણ તમોએ **જોયું છે. વળી એ જશનો સાથે** તવારીખના બનાવોનો અંશ ભેલાયલો છે. એ જશનો પાળવામાં **આગલા જરથોસ્તીઓ** બેવડી મકશદો ધરાવતા **હ**તા. એક તો મોટા બનાવોની યાદગારી જાળવવાની **અને બીજી જશનોની સુકરગુજારી** કરવાની અને યજદ અમશાસ્પંદોની આરાધના કરવાની **હતી.** **આગલા ઈરાનીઓ** મોટા બનાવોની યાદગારી જાળવવાના સ્થંભો યા બાંધકામો ઉભાં કરતા હતા નહી તોપણ જે મોહાભારત બનાવો કદીમ જમાનામાં બની ગયા હતા તે બનાવોની યાદદાસ્ત હાવાં **જશનો કરી** સાચવી રાખતા **હ**તા અને પેહેડીદર પેહેડી તે જશનોની સમજ તેઓના બાલ બચાંઓમા **ઉતારતા હ**તા. આવી રીતે હજારો વરસો ઉપર બનેલા યાદગાર બનાવો આ જશનોની મારફતે **તેઓ સાચવી રાખવા** પાંમયા હતા. હજુર સુધી આપણે પણ તે જશનો એક વારસા દાખલ મોટે **ભાગે સાચવી રાખ્યાં છે.** પણ **હા**લના જશનો દમ વગર **અને** કબીસો નહી કરતા હોવાને લીધે **જશનોના** **હીંગામ ઉલટાઈ** ગયા છે. એ જશનોનો **હીં**ગામ ખુશનુમા દેખાડવાની તેમને વખતસર લાવવાની અને **તેઓને** યાદગાર રાખવાની જેવી ખંત અને ઉલટ ઈરાનમાં આપણા વડીલો કેટલીક સદીઓ ઉપર **ધરાવતા હ**તા તે ખંત અને **ઉલટ** આજના **જરથોસ્તીઓ**માં સચવઈરહી નથી. જમશેદી નોરોજ, **મેહેર**ગાન, **જશને સદેહ** અને બીજા જશનો કેવાં બુજોર્ગ જશનો હતાં તે જાણવાની પણ તેઓ **આજે દરકાર** કરતા નથી. રાજપાત ખોહી બેસવાથી જરથોસ્તીઓ પોતાના અસલ વતન તરફની **દેશ આભીમાની** ખોહી **સુસ્ત થઇ** ગયા છે. પરવરદેગાર એ સુસ્તી આપણા જરથોસ્તીઓમાંથી **જલદીથી** દુર કરે અને તેઓને નેક તોફીયત બક્ષે કે જેથી તેઓ પોતાના પુરાણા વતનની તવારીખથી **અને ત્યાની** કદીમ રીત ભાતોથી પાછા વાકેફ થાય. જે ખંત અને ઉલટથી આગલા વખતમાં એ **જશનો** **જુદી જુદી** કીયાઓથી પાળવામાં અવતાં હતાં અને જે યાદગાર બનાવો જમાનાઓ ઉપર **બની ગયલા** તેઓની યાદ સાદી રામસનીથી તે દીવસો ગુજારી તાજી રાખતા હતા તેવીજ ખંત અને **ઉલટ હા**લના જરથોસ્તી**ઓ**માં પેદા થાય અને તેઓ પોતાના ન્યાગાનોને પગલે ચાલી ધર્મ ઉપરના **ચુસ્ત યકીન** સાથ એ યાદગાર બનાવોની યાદ તાજી રાખતા રહે. જે પેસદાદી રેવાજે હતા તે કયાનીઓએ **સાચવી રાખ્યા હ**તા. જે કયાની રેવાજો હતા તે અશો જરથોસ્તે સાચવી રાખ્યા હતા, તથા **તે રેવાજો પ્રમાણે** ચાલવાને આપણને શીખવી ગયા છે. પારકા રાજ્ય અમલ તલે અશો જરથોસ્તની **પછીના** જરથોસ્તીઓમાંથી જે રેવાજો ભુલાઇ ગયા તે રેવાજો સાસાની પાદશાહોએ તાજા કીધા હતા. **ત્યારે જે રેવાજો અને જશનો** પેસદાદી કયાની અને સાસાની છે તે કદીમ ઈરાનના બેટાઓના **છે અને** જે રેવાજો ઈરાની છે તે પારસીઓના બાપદાદાઓના પોતાના છે.

**છેવટે આ બાબદ સમાપત** કરવા આગમચ આજના બેસ્તાં નવાં સાલની દુવા દેઉ છું કે **આજનું** બેસ્તું સાલ તમામ જરથોસ્તી ટોલાને વેપાર વણજમાં, કામ ધંધામા, રોજી રજખમાં, તંદરોસ્તી **અને આયુસની** વરધીમાં જયકારી અને ખુશાલી ભરેલું થાવો ! આમીન ! !

**જમશેદી નોરોજ**—ઉપલી વીગતમાં આવી ગયલાં તેતરીશ જશનો એક જરથોસ્તી સાલના બાર માસનાં જરથોસ્તી રોજ માહા પ્રમાણેની ગણત્રીમાં આવી ગયલાં વરણ્યાં છે, ને તેમાં નવું શાલનાં જશનમાં જમશેદી નોરોજનાં જશનનો ઇશારો કરેલો છે, પણ એ જમશેદી નોરોજ તો હવડાં ખરેખર અંગ્રેજી તારીખની ગણત્રી ઉપરથી તા૦ ૨૧મી મારચને દીને અથવા એ હઇઆમમો આવે છે, તેથી જરથોસ્તી બાર માશના કોઇ ચોકશ રોજે એ જશન હવડાં આવતું નથી પણ એ જશનબી જરથોસ્તી કોમને લગતું અગતનું મોટું ગણાવું જોઇએ તેથી એની લંબાણ વીગત અતરે જુદી હલાયદી ટાંકી બતલાવીએ છેઃ—

અવસતા—રટવામ અયરનાંમચ અસનયનાંમચ માહયનાંમચ યાઇરયનાંમચ સરેધનાંમચ યસનાઇચ વહમાઇચ ખશનઓથરાઇચ ફ્રસસતયએચ.

અરથ—દાહાડાઓના તથા વખતોનાં (યાને ગેહોના), મહીનાઓના અને ઘહામબારોના અને વરસોના સરદારોની યજશને, નયાએસ, સતુતી અને વખાણ કરૂં છું.

ઉપરના યજશનેના ફકરામાં વરસના સરદારની યજશને, નયાએશ, સતુતી અને વખાણ કરવામાં આવે છે. તે વરસનો સરદાર તે ઉપલો આપણો જમશેદી નોરોજ છે. નોરોજ બોલ ફારસી છે જેનો અરથ 'નો' એટલે નવો અને રોજ એટલે દહાડો યાને વરસનો નવો દહાડો કરીને થાય છે. જમશેદ ઘણાજ પુરાણા જમાનામાં થઇ ગયો છે અને તેથી એ નોરોજ પણ ઘણાજ પુરાણા જમાનાથી આપણા વડીલો પાળતા આવયા છે. આવો એક પુરાણા વખતનો નવરોજ કે જેને આપણા વડીલો ઘણીજ ખુશી ખુશાલી સાથે પાળતા હતા, તે નવરોજ કમનસીએ હાલ વીસરાતો જાય છે અને ઘણાજ થોડા જરથોસતીઓ એ નવરોજની બુલંદી સમજી તે નવરોજનો દીવસ ખુશીખુશાલી સાથે ગુજારે છે. એ નવરોજની બુલંદી આપણા હાલના જરથોસતીઓમાં સચવાઇ નહી રહેવાનું કારણ આપણે વરસની ગણત્રી કરવામા આપણા વડીલોને પગલે નહી ચાલવાથી અને કબીસો નહી ગણવાથી છે. આપણા રૂહશાદ પેગમબર અશો જરથોસતની આગમજના માજદયસની પાદશાહો અને તેઓની રઇયત ઘણા લાંબા વખતથી રૂતુઓનાં જશનો ઘણીજ ખુશી ખુશાલી સાથે પાળતા આવયા હતા. આવાં રૂતુનાં મોટાં જશનો ચાર હતાં. તેમાં પહેલું રૂતુનું જશન તે જમશેદી નવરોજનું ગણાતું હતું. એ જમશેદી નવરોજનો હીંગામ જેને Vernal equinox કહે છે, તે મારચની ૨૧ મી તારીખ ઉપર પડે છે. એ નવરોજને ફારસીમાં નવરોજે સુલતાની યા જમશેદી નવરોજ કહે છે, તથા સંસકરૂતમાં હરીખઢ કરી કહેછે. બીજું જશન જશને મેહેરગાન જે પઇતીશેમ ગાહામબારના હીંગામ ઉપર આવેછે તે ગણાતું હતું. એ જશન પાનખર અને ચોમાસાની રૂતુમાં પડતું હતું. જે રૂતુના હીંગામને "ઓટમનલ ઇકવીનોક્ષ" કહેવામાં આવે છે અને તે ૨૧ મી સપટેમબરે પડે છે. એ જશનને ફારશીમાં નોરોજે મીજાની અને સંસકરૂતમાં જળીશુવ કરી કહે છે. ત્રીજુ જશન મેદીઓશેમ ગાહામબારનું ગણાતું હતું. મેદીયોશેમનો અરથ ભર ઉનાળાનું જશન, જે હીંગામને ઇંગ્રેજીમાં 'સમર સોલસટીસ' કહે છે. ચોથું જશન મેદીયારેમ ગાહામબારનું ગણાતું હતું. મેદીયારેમનો અરથ ભર શીયાળાનું જશન જે હીંગામને ઇંગ્રેજીમાં 'વીંટર સોલસટીસ,' કહેછે. એ રીતે જોતાં ચાર રૂતુઓના ઉપર જણાવેલા ચ ર મુખય જશનો આગલાં ઇરાનમાં પાળવામાં આવતાં હતાં. જો કે આપણે હાલે એમાંના ત્રણ હીંગામોને મોટા જશનના ગણીયે છીયે પણ તે હીંગામો પોતાના વખત ઉપર આવતા નથી. પહેલુ જશન તે આપણો રેવાજી નોરોજ જે આપણા ફરવરદીન મહીનો અને હોરમજ રોજે પડે છે તે છે. બીજું મેહેરગાનનું જશન જેની બુલંદી હીંદુસતાનના જરથોસતીઓ કરતાં ઇરાની જરથોસતીઓ વધુ ગણે છે તે છે અને ત્રીજું જશન મેદીયારેમ ગાહામબારના અવસર ઉપર આપણે પાળીયે છીયે અને આખો દેહે મહીનો આપણે જશનનો ગુજારીયે છીયે તે છે.

આગલા વખતમાં જમશેદી નોરોજનો મરતબો મોટો ગણાતો હતો કારણ કે તે જશનના દીવસથી નવા વરસની શરૂઆત થતી હતી. વળી એ જશનનો દીવસ ઘણો બુલંદ એટલા માટે ગણા

તો હતો કે ઇરાન અને તેની આસપાસના પ્રાંતોમાં શીયાળો ઘણો સખત રહેતો અને શીયાળાની રતુંની સખતાઇને લીધે તેને 'જયાંમચ દએવો-દાતેમ' યાનેદેવનો પેદા કીધેલો શીયાળો એમ વંદીદાદના જમાનામાં આપણા અવસતામાં ગણવામાં આવમો છે. આવી સખત શીયાળાની રતુને વહી જવાની લોકો આતુરતાથી રાહ જોતા હતા. જમશેદી નોરોજના જશનથી બહાર યાને વસંતની મોસમ બેસતી હતી અને તેથી તયાંના લોકો સખત ઠંડી પછી એ નવરોજને ઘણો આવકારદાયક ગણતા હતા. એ નવરોજને જમશેદજી નવરોજ કરી કહેવામાં આવે છે તેનુ કારણ એ કે એ નવરોજ ખુશીખુશાલી સાથે પેહેલવેહેલો શાહ જમશેદે પોતાની રઇયત પાસે પળાવયો હતો. વરસની ગણતરી કરવાથી આગલા જમાનાના લોકો નાવાકેફ હતા. દીવસો અને રાતો, મહીનાઓ અને વરસોનું પસાર થવું તેઓ સમજતા હતા નહી. માણસ જાત જંગલી હાલતમાંથી વધતું વધતું સુધારામાં આવયું તેમ તેમ તે વખતનું પસાર થવું અને રતુ અને હવાનો ફેરફાર સમજવા લાગયું. તેવા સુધારાની ટાંચ ઉપર માણસ જાતનું આવી લાગવું પાદશાહ જમશેદના જુના જમાનાથી ગણાતું હતું. તેથી પેહેલવેહેલી નવાં વરસની શરૂઆત શાહ જમશેદે કીધી હતી અને તે નવરોજનું નામ પાદશાહ જમશેદનું નામ યાદ-ગાર રાખવા માટે લોકોએ જમશેદી નવરોજ આપયું. શાયર ફીરદોશી જમશેદના ગાદીએ બેસવાના એ રોજને માટેનુ એક રસીલું બયાન નીચે મુજબ આપે છે:—

બે રસમે કીઆની એકી તખ્ત સાખ્ત, ચે માયે ગહુઅર બર ઉબર નેખાસ્ત.
ચુ ખોરશીદેતાબાંન મીયાંને હવા, બર ઉબર નીશસ્ત શાહે ફરમાન રવા.
જેહાન અનજુમન શુદ બરે તખ્તે ઉ, શેગુફતી ફરૂમુન્દ અજ બખ્તે ઉ.
બ જમશીદ બર ગોહર અફશુનદંન્દ, મરૂન રૂજરા રૈ.જે નઓ ખુંન્દન્દ.
શરે શાલે નઓ હોરમજ્દે ફરવરદીન, તન આશુદે અજ રંજો હમ દીલ જે કીન.
બુજરગાન જે શાદી બર આરાશતંદ, મએ ઓ રૂદો રામેશગરાન ખાશતંદ.
ચુનીન જશને ફરરૂખ અજુન રૂજગાર બમામુન્દ અજ ખુશરોઆન ઇઆદગાર.

અરથ—શાહ જમશેદે કીઆની રસમ પ્રમાણે એક તખત બનાવયું કે જે તરેહવાર હીરા માણે-કથી સણગારેલું હતું, જયારે આફતાબ મેખ રાશીના બુરજમાં દાખલ થયો તેજ વખતે શાહ જમશેદ તે તખત ઉપર બીરાજયો. તેની સલતનતના તમામ લોકો તેના તખતની નજદીક ભેગા મળયા હતા અને તેનો (યાને જમશેદનો) ઝમક અને દમામ જોઈ તેઓ અચરતીમાં ગરકાવ થયા હતા. તેઓએ જમશેદની ઉપર હીરામોતીનો નેસાર કીધો અને એ દીનને નોરોજના દીવસ તરીકે ગણવા લાગયા. એ નવાં વરસનો પહેલો રોજ હોરમજદ અને માહ ફરવરદીન હતો. તેની સલતનતનાં તમામ લોકો (એ દીવસે) મેહનત અને રંજથી ફારેગ થયાં અને કીનાકપટ સરવે ભુલી જઇ એકમેક સાથે હલી જઇ એ જશનમાં ભાગ લીધો હતો. બુજોરગોનો જીવ ખુશાલીભરયા હીંગામથી બાગબાગ થયો અને તેઓ શરાબ અને ગાનતાનમાં મશગુલ થયાં. એવી રીતે એ મુબારક જશન તે દીનથી તે હાલ સુધી યાદગાર અને બરકરાર રહયું છે.

એ રીતે જોતાં શાહ જમશેદના ઘણા જુના જમાનાથી આપણા વડીલો સુરજની ચાલ ઉપર વરસ ગણવા લાગયા હતા અને વરસની શરૂઆત બહારની મોસમથી ગણતા હતા તેથી આપણી કોમનું વરસ ખરૂ જોતાં આજથી શરૂ થવું જોઇએ. જયાં સુધી આપણું રાજય હતું તયાં સુધી આપણા પાદશાહો કબીશો કરીને નવાં વરસને બરોબર જમશેદી નોરોજથી ગણતા હતા. તે વખતે વરસને બરોબર ત્રણસો સવાપાંસઠ દીવસનું ગણવામાં આવતું હતું અને દર ચાર વરસના એકેક અદીક દીવ-સને એકઠા કરી બરોબર ૧૨૦ વરસે મહીનો થવા બાદ એક અધીક મહીનો જેમ હાલ હીંદુઓ ઉમેરે છે તેમ ઉમેરતા હતા. તેથી ફસલો અને તેનાં જશનો બારોબર તે મોસમ ઉપર રહેતાં હતાં. પણ આપણી સલતનત ભાગી પડયા પછી આપણા લોકો કબીસો કરવાનું ભુલી ગયા તેથી જમશેદી નોરોજ અને બીજા ફસલી હીંગામો આપણી હાલની ફકત ૩૬૫ દીવસની ગણતરીને લીધે છુટા પડી ગયા છે.

હાલ આપણે મેહેર મહીનો ચાલે છે અને આવતા મેહેરંગાનને દીને આપણે નોરોજે મીજાની યાને વરસની અધવચે નોરોજ ગણીશું અને એ મહીનાનું અયાથરેમ ગાહામબારનું યાને ઉનાળાની ખલાસીના વખતનું જશન ગણીશું, જયારે ખરૂં જોતાં તો એજ મેહેર મહીનામાં ગરમીની શરૂઆત થશે, અને બાહારની મોસમ બેસશે તેટલા માટે આજથી નવું સાલ યાને ફ્રવરદીન મહીનો અને હોરમજદ રોજ ગણાવો જોઇતો હતો.

આપણને અવસતામાંથી પણ સહાદત મળે છે કે આપણું નવું વરસ બહારની મોસમથી બેસતું હતું. કારણ કે આપણા અશો પેગમબરે આ દુનીયામાં જનમ લીધો તયારે બહારની યાને વસંતની મોસમ હતી. કારણ કે ફરવરદીન યસતમાંથી એવણના જનમ વખતે ખુદ દુનીયા ખુશી ખુશાલી પોકારતી હોય એવું અલંકારીક લખાણ મળે છે. એવી રીતે કે 'યેહે જાંથએચ વક્ષએચ ઉક્ષીન આપો ઉરવરાઓસચ' યાને કે જેના જનમવાથી પાણી અને ઉરવરો વધવા લાગયાં. પાણી તથા ઓરવરોનું વધવું બહારની મોસમની શરૂઆતથી થાય છે, સખત ઠંડી કુદરતને ઘણોજ સુસત દેખાવ આપે છે. ઝાડપાન કરમાઈ જાય છે, નદી નાળાંઓ બંધાઇ જાય છે. પક્ષીઓ તયાંથી બીજે દેશ જતાં રહે છે અને માણુસ જાત પણ સખત ઠંડીને સબબે પોતાનું કામકાજ છોડી ઘરમા રહે છે. પણ જેવી વસંતની રૂતુ બેસે છે કે બરફ પાછું પીગળવા માંડે છે અને નદી નાળાંઓ વહેતાં થાય છે, ઝાડપાનો નવો લેબાસ સજે છે, પક્ષીઓ પાછાં આવી કુદરતને હસતી બનાવે છે અને માણુસ જાત પણ પોતાના કામ ધંધામાં કુદરતની સાથે ઉમંગ પકડે છે. એ રીતે બહારની મોસમ સખત ઠંડીને હાંકી કાહાડી કુદરતને પાછી તેજીવાળી અને હસતી બનાવે છે. કુદરતની આવી હસી ખુશી વચે આપણા પેગમબર સાહેબ અશો જરથોસતે જનમ લીધો હતો. આપણા પેહેલવી પુરાતમ પુસતક 'અઇબાદગારે જરીરાન'માં ખોરદાદસાલની બુલંદીનું બયાન કરવામાં આવયું છે અને તે દીવસે ઘણા નામીચા નરોએ જનમ લીધો હતો એમ જણાવવામાં આવયું છે. આ નામીચા નરોમાં આપણા પેગમબર જરથોસતને પણ એ દીવસે જનમ લેતા જણાવયા છે. ખોરદાદસાલનો દીવસ આપણા નવરોજ પછીના છઠે રોજે પડે છે. આપણે અવસતાના દાખલાથી જોઈ ગયા કે અશો જરથોસતનો જનમ બહારની મોસમમાં થયો હતો અને તેવણના જનમવાનો દીવસ પેહેલવી લખાણ ઉપરથી ખોરદાદસાલનો જણાયો છે તયારે સેહેલથી પુરવાર થાય છે કે આપણું વરસ બહાર યાને વસંત રૂતુની મોસમથીજ શરૂ થવું જોઇયે.

આજના જમશેદી નવરોજના દીવસ પછી હવે આપણે જોઇશું કે દુનીયામાં સઘળે હવે પછી ઠંડી ઓછી થઈ ગરમી પડવા માંડશે. એ ગરમી ઉપર અરદીબેહેસત અમશાસપંદ મવકલ છે અને તેથી આપણે રપીથવન ગેહ જે ગરમીની મોસમમાંજ ભણવામાં આવે છે તેમાં અરદીબેહેસત અમશાસપંદની ખુશનુમન ભણીએ છીયે. એ ગેહ આપણે ફ્રવરદીન મહીનો અને હોરમજદ રોજથી તે મેહેર મહીનો અને અનેરાન રોજ સુધી યાને કે સાત મહીના સુધી ભણીએ છીયે.

વંદીદાદની પેહેલી પરગરદ ઉપરથી જણાય છે કે જયારે આપણા વડીલો ઈરાનવેજમાં હતા તયારે તયાં એટલી સખત ઠંડી હતી કે અવસતા પ્રમાણે 'દસ અવથ માઓંઘહો જયન દવ હામીન' યાને કે તયાં દશ મહીના ટાઢના અને બે ઉનાળાના હતા. પણ પાછળથી તેઓ ઇરાનવેજ જે ઘણોજ સખત ઠંડીનો ઉતર ધરૂવ તરફનો મુલક હોવો જોઇયે તે ખાલી કરી બીજા મુલકોમાં આવી વસેલા હોવા જોઇયે કે ત્યાંનું ઠંડી અને ગરમીનું પ્રમાણ એજ પરગરદમાં જણાવે છે કે 'હપ્ત હેનતી હામીનો માઓંઘહ પનચ જયન અશકરે' યાને તયાં સાત મહીના ઉનાળાના અને પાંચ ટાઢના જાહેર છે. એ રીતે આપણે ફ્રવરદીન મહીનાથી તે મેહેર મહીના સુધી સાત મહીના ગરમીના ગણી તે ગરમીના હીંગામ ઉપર રપીથવન ગેહે ભણીએ છીએ અને રપીથવનની ક્રીયા કરીએ છીયે.

વરસની કસર નહીં ગણવામાં આવ્યાથી આપણી ક્રીયાઓ ઉલટાઈ ગઇ છે. ખરી ગરમીની મોસમતો હવે શરૂ થાય છે અને તે ગરમીની મોસમ આપણા ફ્રવરદીન મહીના સુધી ચાલુ રહેશે, ફ્રવરદીન મહીના પછી અરદીબેહેસત મહીનાથી ઠંડીની મોસમ શરૂ થશે અને તે મોસમ શેહેરેવર

મહીનો પુરો થશે ત્યાં સુધી રહેશે જ્યારે સખત ઠંડી પડતી હોય તે વખતે આપણે કોઇને મનાવવા માંગયે કે નહી હમણા સખત ગરમી પડે છે તે જેમ બેહુદુ છે તેમજ આપણે કવખતની મોસમની કીયાઓથી હોરમજદ અને યઝદ અમસાસપંદોને મનાવીએ તે પણ તેટલુંજ બેહુદું છે. આપણી ઇનશાન જાત દાખલ ફરજ છે કે ભુલ જ્યાંથી જોઇયે ત્યાંથી સુધારવા માડયે. આપણે વરસની ગણત્રીમાં ભુલ કરયે છીયે એમ આજ ઘણા લાંબા વખતથી જરથોસતી કોમનું ધયાન ખેંચવાની ઘણી ગમથી કોશેશ થઈ છે પણ તે ઉપર આપણી કોમે ધીરજથી ધ્યાન આપેલું માલમ પડતું નથી.

આપણા ગાહમબારો રૂતુનાં જશનો છે તે ગાહમબારોનાં નામોના થતા અરથ ઉપરથી જણાય છે. મેદીયોજરેમનો અરથ વસંત રૂતુનો મધ્ય ભાગ, મેદીયોશેમનો અરથ હામીન યાને ઉનાલાનો મધ્ય ભાગ, પઇતીશેમનો અરથ અનાજ પાકવાની અને તેને કાપવાની મોસમ, અઇયાથરેમનો અરથ ઉનાળાની ખલાસીનો વખત, મેદીયારેમનો અરથ ઠંડીની રૂતુનો મધ્ય ભાગ અને હમસપથમેદેમનો અરથ રાત અને દીવસ એકસરખા થવાનો વખત યાને ઠંડીની મોસમ ખલાસ થવાનો વખત.

આ ઉપરથી માલમ પડશે કે ગાહમબારો રૂતુનાં જશનો છે તેથી અમુક ગાહમબાર તેના વખત અને રૂતુએજ આવવા જોઇએ. જ્યાં સુધી જરથોસ્તી ધરમને નીભાવનાર જરથોસ્તીઓનું રાજ્ય હતું, ત્યાં સુધી સઘળાં જશનો પોતાના હીંગામ ઉપર લાવવાની જરથોસ્તી પાદશાહો ચાલુ ખંત રાખતા હતા અને દર ૧૨૦ વરસે અધીક માસ ઉમેરવાનું પાદશાહી ફરમાન બહાર પાડતા હતા અને તે ફરમાનને રઇયત માન આપી ચાલતી હતી. આ અધીક મહીનાને કબીસાનો મહીનો ગણવામાં આવતો હતો અને કબીસાનો મહીનો પાદશાહી સેતારેસનાસો અને ચુનંદા ગણત્રીબાજો પાદશાહી હુકમથી ઠેરવી આપતા હતા. આવો કબીસાનો મહીનો ઇરાનમાં ઘણોજ જાહોજલાલી અને શાદીરામશનીથી પાળવામાં આવતો હતો. દીનકરદના ત્રીજા દફતરમાં કહેવામાં આવયું છે કેઃ— "વળી જ્યારે ભલી યાદને લગતો પેલો વખત (યાને કબીસો કરવાનો વખત) આવે છે ત્યારે મેહેનતથી કંટાલેલાં માણસો પેસદાદો યાને પાદશાહોથી જોર મેલવે છે યાને કે પાદશાહોથી કરની માફી મલવાથી તેઓને કઉવત મલે છે અને મોટે ભાગે આદમીઓ ઘણું સુખ પામે છે તથા આરામથી રહે છે." આ ઉપરથી માલમ પડશે કે આગલા જરથોસ્તીઓ અને તેમના પાદશાહો કબીશો કરવાની મુખ્ય ફરજ સમજતા હતા કારણ કે આપણી દીનમાં ગાહમબારના જશનો કરવાનું મોટું સવાબ ગણેલું છે તેથી તે ગાહમબારો પોતાના ઠેરવેલા વખતથી દુર નહી જાય તેની તેઓ ઘણી સંભાળ લેતા હતા કે તેથી તેઓની કીયા કરવાની મકસદ પણ જળવાય. અલબીરૂનીના કહેવા પ્રમાણે જો કદાચને કબીસાનો વખત આવી પહોંચે, તે વખતમાં દેશ ઉપર કાંઈ આફત હોય તો તેઓ કબીસો કરવાનું તે વરસમાં મુલતવી રાખી બીજા ૧૨૦ વરસ પછી બે મહીનાનો સામટો કબીસો કરતા હતા અથવા તો તેઓ સતારેશનાશોથી એવી આગાહી મેળવતા કે ભવીશયનાં આવતાં ૧૨૦ વરસના કબીસા વખતે કાંઈ દેશ ઉપર આફત આવી પડશે તો કબીસાના વરસમાં આવતા કબીસાનો પણ મહીનો ગણી બે મહીનાનો કબીસો સામટો ઉમેરતા હતા. યજદેજરદ શાપુરના વખતમાં અલબીરૂની પ્રમાણે એવો બે મહીનાનો સામટો કબીસો કરવામાં આવયો હતો, જે કબીસો આપણી પાદશાહીમાં છેલ વહેલો થયલો ગણાયલો છે, તે કબીસો દસ્તુર યજદેજરદ અલહીઝારીની આગેવાની હેઠળ થયો હતો. તયાર પછી આપણી પાદશાહીની પડતી આવયાથી અને જરથોસતી કોમ ઉપર આફત આવી પડવાથી આપણે કબીસો કરવાનું ભુલતા ગયા છીયે અને હવે આપણ વચે કબીસો નહી કરવાનો રીવાજ પડી જવાથી કબીસાને નામે પારસી કોમ ચમકી જાય છે. પણ મારી નમ્રપુરવક પારસી કોમને અરજ છે કે કબીસો કરવો કોઇપણ રીતનું પાપ નથી પણ ધરમ ફરમાન છે. તે ધરમ ફરમાનને માન આપવાની અને આપણા ધરમની નેમ જાળવવાની આપણી જરથોસતી દાખલ ફરજ છે. આજે આપણે માથે વાસે આપણી પાદશાહાત નથી તોપણ પાદશાહાતની ગેરહાજરીમાં જરથોસતી કોમ સંપથી કામ લે અને કોમના માન અને વીશવાસ પામેલા અને ઠરેલ ગણતરીબાજોના હાથમાં એ કામ મુકી એકદીલીથી તેઓ જે પરીણામ લાવે તે ઉપાડી લે તો તે એક પુનનું કામ કીધેલું લેખાય.

હાલ સેંકડો વરસ થયાં આપણે કબીસો નહી કરતા હોવાથી આપણા એક નોરોજના બે નોરોજ થઇ ગયા છે. એક જમશેદી નોરોજ છે અને બીજો તે આપણો રેવાજી નોરોજ કે જે દીનથી આપણે આપણું નવું સાલ ગણીયે છીયે તે છે. જમશેદી નોરોજ બરોબર તેના મુકરર વખતેજ આવે છે: જયારે રેવાજી નોરોજ આપણે ૩૬૫ દીવસ વરસના ગણતા હોવાથી ચાર વરસે એક દહાડો જલદી પડે છે. યજશનેના પેહેલા હામાં નોરોજ સાથના ૩૩ રતુ જણાવેલા છે. આ ૩૩ રતુઓ તે વરસના ૩૩ હીંગામો જાણવા. એ ૩૩ હીંગામો તે નોરોજ, રપીથવન, ખોરદાદ સાલ, વરસના ૧૨ જશનો, વરસના ૬ ગાહમબાર, ૧૦ ફરવરદેગાનના દીવસો અને ૨ ફરવરદીયાનો યાને આદર મહીનો અને ફરવરદીન રોજ અને અસમંદાદ મહીનો અને ફરવરદીન રોજ છે તે સમજવા. એ હીંગામોના પોતાના વખતસર લાવનાર તે તેઓનો સરદાર નવું વરસ છે અને જો નવું વરસ પોતાને ઠેરવેલે વખતે આવે તોજ તેની પુઠે આવતા હીંગામો પણ પોતાને વખતે આવી શકે.

મોટે ભાગે દુનીયાની દરેક પ્રજા પોતાના તેહેવારો બરોબર વખત ઉપરજ લાવે છે. હીંદુઓ જો કે ચંદરની ચાલ ઉપર મહીનો ગણે છે તોપણ તેઓ પોતાના વરસને અમુક વખતે અધીક માસ ઉમેરી સુરજની ચાલ સાથે સરખાં લાવી મુકે છે. મુસલમાનો જો કે ચંદરની ચાલ ઉપર ગણતરી કરે છે તોપણ મુસલમાનોએ ઇરાન જીતી લેવા પછી ઇરાનના રીવાજ પ્રમાણે ચોકસ વખતેજ કર ઉઘરાવી લેવાનો તયાં ચાલ હોવાથી તયાંના મુસલમાન પાદશાહોને પોતાની ચંદરની ગણતરીના વરસ પ્રમાણે કર ઉઘરાવવો મુશકેલ થઇ પડયું. તેથી તેઓને અસલ રીવાજ પ્રમાણેનું આગલા જરથોસતી ઇરાનીઓની સુરજની ચાલનું ૩૬૫૫ દીવસની ગણતરીનું વરસ તયાની શેહેનશાહતમાં દાખલ કરવું પડયું અને તે ફકત રાજયનું અને કર એકઠો કરવાનું વરસ ગણાવા લાગયું. આવો ફેરફાર કરનાર ઇરાનનો શાહ જલાલુદીન હતો. જેણે જમશેદી નવરોજથી ફરમાન કાઢી રાજયનું નવું વરસ ગણવા માંડયું. તેણે મહીનાના ૩૦ દીવસ ગણી છેલ્લે પાંચ ગાથાના પુરાંતના દહાડા ગણયા, પણ કબીસો ૧૨૦ વરસે કરવાને બદલે દર ચાર વરસે એક દીવસ વધારી કરવા માંડયો. આવો ફેરફાર એક મુસલમાન સુલતાને કરેલો હોવાથી ઇરાનમાં એ નવરોજ નવરોજે સુલતાની યા ઇદિ સુલતાની તરીકે પણ ઓળખાય છે. જમશેદી નવરોજ આગલી ઇરાની જરથોસતી શેહેનશાહતના વખતમાં જે દમામથી પાળવામાં આવતો હતો તેવાજ દમામથી હાલનો ઇરાનનો શાહ અને તેની રઇયત પાળે છે. જમશેદી નવરોજ ૭ દીવસ સુધી પાળવાનો ચાલ આપણા જરથોસતી ઇરાની પાદશાહોના વખતમાં હતો. જમશેદી નવરોજના પહેલે દીવસે અલબીરૂનીના જણાવવા પ્રમાણે પાદશાહ દમામ સાથ દરબાર ભરી જમશેદી નવરોજનો તેહેવાર ખુશાલીથી ગુજારવાનું જાહેર કરતો અને તે પ્રમાણે સઉ પોતાની પદવી પ્રમાણે તેહેવાર ગુજારતા હતા. નવરોજને બીજે દહાડે અમીર ઉમરાવો અને તેઓનાં કુટુંબ નોરોજ ગુજારતાં હતાં. ત્રીજે દહાડે લડવઇયાઓ અને દસતુર મોબેદો ગુજારતા, ચોથે દીવસે સરવે આમ નોરોજ ગુજારતી અને પાંચમે દીવસે સરવ છોકરાં બચાંઓ નોરોજ ગુજારતાં હતાં. એ પાંચ દીવસ પુરા થવા બાદ છઠે દીવસે પાદશાહો પોતાના દોસત આસનાવો સાથે નવરોજ ગુજારતા હતા. એ ૭ દહાડા સુધી પાદશાહ ખાસ દરબાર ભરતા અને દરેક વરગની જુદી જુદી મુલાકાત લેતા હતા અને તેઓને લાયકની બક્ષેશો કરતા હતા. નવરોજ પછીના છઠા દીવસને નવરોજે ખાસ ગણવામાં આવતો કારણકે તે ખાસ કરીને પાદશાહો ગુજારતા હતા. એ નવરોજને ૭ દીવસ સુધી ગુજારવાનો ચાલ શાહ જમશેદથી શરૂ થયો હતો.

શાહા જમશેદના વખતથી નોરોજની શરૂઆત થવાની કેટલીક દંતકથાઓ અલબીરૂની આપેછે:—

કહેવામાં આવેછે કે તેહેમુરસપના રાજયમાં સાબ્યનસ નામના ટોળાએ બંડ ઉઠાવયું હતું. તયાર પછી જયારે જમશેદ પાદશાહ રાજગાદી ઉપર આવયો અને તેણે રાજયનો બળવો દાબી દઇને અને પોતાની દીન ફેલાવીને લોકોમાં શાંતી ફેલાવી તેથી તે દીવસને લોકોએ નોરોજનો દીવસ ગણયો. તયારથી તેને ગાદીએ આવવાના દીવસને જશન તરીકે ઠેરવવામાં આવયો હતો અને તે ઘણા દબદબા અને ગંભીરાઇ સાથે પાળવામાં આવયો હતો.

બીજી કથા એમ મળે છે કે જમશેદે એક રથ યાને ગાડી બનાવી અને એ દીવસે તે તેમાં સવાર થયો અને જીનો અને દેવાએ તેને દેમાવંદ પહાડથી તે બાબીલોન સુધી હવામાં સવારી કરાવી. આ અજાયબ જેવા બનાવથી લોકોએ તે દીવસને જશનનો દીવસ ઠેરવ્યો.

ત્રીજી કથા એમ મળે છે કે જયારે જમશેદ પોતાના દેશમાં ફરવા નીકળયો હતો તયારે આજરબઈજાન નામનાં શેહેરમાં દાખલ થતાં તે સુનેરી તખત ઉપર બેઠો અને માણસો તેને ખાંધ ઉપર ઉંચકી લેઇને ચાલયા. જયારે સુરજના કીરણ તેની ઉપર પડયાં તયારે તે દીપી નીકળયો અને લોકો તેની ખીદમત કરવા લાગયાં અને એ દીવસને ખુશાલીનો ગણવા લાગયા.

શાહ જમશેદનું અસલ નામ અવસતામાં 'યીમ ખસએત' નહી હતું, પણ ફકત 'યીમ' હતું પણ 'ખસએત' તેનો ખેતાબ હતો જેનો અરથ ચળકાટવાળો થાય છે. 'ખસએત' યાને ચળકાટવાળો એ ખેતાબ આપણા સુરજનો છે, કારણકે સુરજને 'હવરે ખસએત' યાને ચળકાટવાળો સુરજ કહેવામાં આવેછે. ઉપર કહેવામાં આવ્યુંચ તેમ જમશેદ સુનેરી તખત ઉપર બેસી આજરબઇજાન નામનાં શેહેરમાં દાખલ થયો તે વખતે તેનો દબદબો અને સુરજના જેવો ચળકાટ જોઇ લોકોએ તેનું નામ ફકત 'યીમ' હતું તે વધારી 'યમ ખસએત' નામ આપયું. એ અવસતાનો 'યમ ખસએત' પાછળથી ફારસી જમશેદ થયો.

જમશેદી નોરોજ જયારે સુરજ મેષ રાશીમાં આવે છે તે હીંગામ ઉપર પડે છે, એમ આપણા પહેલવી પુસતકોને આધારે માલમ પડે છે, કે જયારે સુરજ મેષ રાશીમાં હતો તયારે દુનીયા હસતીમાં આવી હતી. તેથી દુનીયાની શરૂઆત વસંત રૂતુથી થયલી ગણાય. આપણી દીનકરદમાં પણ વરસની શરૂઆતની ફસલ વસંત રૂતુને લગતી ગણી છે. તયાં કહેવામાં આવે છે કે "વરસની શરૂઆતની ફસલ વસંત રૂતુની છે. તે જયારે ખોરશેદ મેષ રાશીના પહેલા બુરોજમાં આવે છે તયારથી છે અને (તે ફસલ) ખોરશેદ મેષ, વરખ અને મીથુનના બુરોજમાં ચાલે છે, તયાં લેર ત્રણ મહીના સુધીની છે." એ રીતે ખરૂં જોતાં અસલવારેથી દુનીયાની શરૂઆત થઇ તયારથી લોકો એ નવું વરસ ગણવાનું ચાલુ રાખયું હતું. વસંત રૂતુ ફરમાઇ ગયલી દુનીયાને પાછો નવો બહાર આપે છે. એજ દેખાડે છે કે દુનીયા એ રૂતુથી નવેસરથી તાજી થાય છે અને દુનીયા નવું સાલ ઉગવે નવો લેબાસ સજે છે, તેથીજ અસલવારેથી લોકો પણ નવાં વરસને દહાડે નવો પોશાક સજે છે અને વસંતની રૂતુની મીસાલ ખુશી ખુશાલી પાળે છે. 'ફરંગે બુરાને કાતેહ'માં લખે છે કે 'નોરોજે આમ' (યાને જમશેદીનો રોજ ) એ ફરવરદીન મહીનાના પહેલા દીવસનું નામ છે, કે જયારે સુરજ મેષ રાશીમાં દાખલ થાય છે અને એ જગાએ તેના આવયાથી વસંત રૂતુ અથવા બહારની મોસમનું ખીલવું થાય છે. વળી એવુંબી કહેવામાં આવયું છે કે ખોદાતાલાએ એ દીને દુનીયાને પેદા કરી સઘળા ગ્રહોને ફરતા કીધા હતા. આદમ જાતનેબી પહેલવહેલું એજ દીને પેદા કીધું હતું, તેથી એ દહાડાનું કામ નોરોજ અથવા નવો દહાડો કરી આપયું. આ ઉપરથી જણાય છે કે માણસ જાત સાથે આખાં કુલ જગતનું નવું સાલ આજ રોજથી શરૂ થાય છે. શીયાળો જે હારેમને પેદા કીધેલો જરથોસતી ધરમમાં જણાવયો છે તે શીયાળાને લાવીને હારેમન વરસની છેલ્લી રૂતુમાં દુનીયાને કરમાવી નાખવાની અને દુનીયાને નુકસાન પુગાડવાની તજવીજ કરે છે. પણ અરદીબેહેસત અમશાસપંદ જે સરવે જાતની ગરમી કુલે ઇનશાનના દીલની અંદરની ગરમી કે કુલે જગતની પેદાયશના ભીતરમાં રહેતી ગરમીનો સાહેબ છે, તે હારેમનને પોતાના કામમાં ફાવવા દેતો નથી. ગમે તેવો સખત શીયાળો હારેમન લાવી નાખે છે, તોપણ તે કુલે જગતના ભીતરના આતશને બુજાઇ જવા દેતો નથી, પણ તેને ચાલુ રોશન રાખે છે, ઝાડપાનો જે શીયાળામાં મુવેલી સથીતીમાં પડેલાં હોય તેવાં લાગે છે, પણ તેના ભીતરમાં આતશ બળતો રહે છે. સરવે જાણદારો સુસત સથીતીમાં રહે છે, પણ તેઓ જીવતા રહે છે. શીયાળાના જવા પછી પાછું સરવે જગત અરદીબેહેસત અમશાસપંદની ગરમીથી રોશન થાય છે અને પાછું પોતાની જવાનીમાં આવી પુર બહાર પકડે છે, આથી એ શરૂ થતી ગરમીની

મોસમને આપણે બહારને નામે ઓળખયે છીયે. દુનીયાને નવેસરથી તાજી કરવા માટે અને સમારવા માટે આપણે અરદીબેહેસત અમશાસપંદના ઉપકારી થઇયે છીયે અને તે ઉપકારનો ઉભરો આપણે અરદીબેહેસત અમશાસપંદનાં જશનના રોજ પછીના ત્રીજે દાહાડે રપીથવન ગેહમાં કરીયે છીયે. રપીથવન ગેહનો હીંગામ દીવસના અધવચેના ભાગને કહીયે છીયે અને તે ભાગને અરદીબેહેસત અમાશાસપંદને અરપણ કરી આપણે અરદીબેહેસત અમશાસપંદની ખુશનુમન સાથે બંદગી કરીયે છીયે.

ઇરાનવેજનો મુલક ઘણોજ રસાળ અને ખુશનુમા દેખાવવાળો મુલક હતો, જો કે તે મુલકની આજે હસતી રહેલી નથી અને તયાં બરફના ડુંગરો શીવાય બીજો કોઇ પણ જમીનનો કડકો જણાતો નથી. પણ તે અસલ મુલકની ખુબસુરતી અને ફળદરૂપતાને લીધે તે મુલકને બીજી દંતકથાઓમાં બેહેસતનો બાગ તરીકે ચીતારવામાં આવયો છે અને તયાં ઈનશાન જાતની હસતીની શરૂઆત થયલી ગણે છે. આપણા એરીયન વડવાઓ પાછળથી ઇરાનવેજમાં પડતી સખત ઠંડીને લીધે તે તજી હાલનાં ઇરાન અને તેની આસપાસના ભાગોમાં આવી વસયા અને તે વસવાટ કરવાની જગયા એવી પસંદ કીધી કે જે જગયા પણ કુદરતની ખુબસુરતીની બલીહારીથી ખાલી હતી નહી. એવી જગયાઓ ઉપર બહારની મોસમ પોતાની જે ખુબસુરતી પાંથરે છે તેનું વરણન કરવાને ફકત કવીનીજ કલમ જોઇયે. બહારની મોસમનું જે પહેલું જશન આવે છે તેને મેદીયોજરેમ કહેવામાં આવે છે. એ મેદીયોજરેમના જશનને વીસપરદમાં 'મઇદયો–જરેમયેહે પયંઘહો' યાને દુધ સાથનો મેદીયોજરેમ કહેલો છે. એ મોસમને દુધ સાથે તાલુકો આપવાનું કારણ એજ કે બહારની મોસમમાં તમામ ઝાડપાન અને જાનદારોના બદનમાં રસ, લોહી અને દુધનો પુશકળ વધારો થાય છે. જેમ જમશેદી નોરોજ ગણવાની શરૂઆત શાહ જમશેદે કીધી હતી, તેમ 'સદદરે બેહેરેતવીલ' માં કહેવામાં આવે છે કે ઘમબારોનાં જશનોની શરૂઆત પણ શાહ જમશેદે કરી હતી. તે ઉપરથી જણાય છે કે જમશેદી નોરોજ અને ઘમબારોને એકમેક સાથે તાલુકો છે. જેમ સુરજ આપણી દુનીયાનું મધય બીંદુ છે. તેમ જમશેદી નોરોજ આપણી રૂતુઓ અને જશનોનું મધય બીંદુ છે તેથી આપણે જમશેદી નોરોજના અઇયામને મુકી આગળ વધી જઇયે અને કોઈભળતાજ રોજને નોરોજ ગણીયે તો રૂતુઓ ગણવામાં ઉથલપાથલ થઈ જાય. જેમ સુરજ પોતાની જગયાએ સથીર છે તેમજ જમશેદી નોરોજ પણ પોતાની જગાએ સથીર રહે એવી ગણત્રીથી રાખયો છે કે જેની પછી આવતી રૂતુઓ પણ પોતાની જગયાએ બરાબર વખતે આવતી રહે.

મરહુમ શેઠ મનસુખ કહે છે કે "જમશેદી નોરોજનું જશન કયાની અને ઈરાની છે અને જે ચીજ ઇરાની છે તે પારસીઓના બાપદાદાની પોતાની છે." પણ આપણે જોઇએ છીયે કે એ દહાડાની બુલંદી જેવી રીતે આપણા નયાગાનો ગણતા હતા તેવી રીતે હાલના જરથોસતીઓ ગણતા નથી. જે રીવાજ આપણા નયાગાનોનો તે આપણે તરક કરી બેઠા છીયે. જયારે ઈરાનમાં પારકી દીનવાળાઓ જમશેદી નોરોજ સુધાંના બીજા છ દીવસો ઘણીજ ધામધુમથી અને ખુશીખુશાલી સાથે પાળે છે એમ ઘણા યુરોપીયન મુસાફરો કહે છે. પારસી કોમ ઉદયોગી તેમજ મોજીલી છે. તે પોતાના તેહેવારો પાળવામાં એકકી છે પણ આએ જમશેદી નોરોજનો મોટો તેહેવાર જેની ઉતપંતી આપણા ગુજરેલા એક જમાનાના પાદશાહોજ નહી પણ પયગમબરથી થયલી, તે પાળવાથી તેઓ નાવાકેફ રહી પછાત પડે છે. આજના દીવસે શુકરગુજારીનાં જશનો ફકત આતશબેહેરામો અને દરેહમેહેરોમાંજ નહી પણ ઘરેઘર થવાં જોઇયે.

# મુંબઇ વરતમાન પ્રેસમાં વેચાતી ચોપડીઓ.

ઠેકાણું—નં૦ ૧૪૧—ચરનીવાડી, મુંબઇ.

હીંદુસ્થાનનાં આતશબેહેરામો અને યજદજરદી સને ૧૨૬૭ માં મુંબઇમાં સ્થાપાયલાં નવા આતશબેહેરામનો હેવાલ.—તથા મરહુમ દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેરજી જામાસ્પઆસાના એમ. એ., પી. એચ. ડી. ડી. સી. એલ.નું જન્મ ચરિત્ર. સુંદર સબી સાથે—કીંમત રૂા. પોસ્ટેજ ૧ આનો.

શમસુલ ઓલમાં દસ્તુરજી સાહેબ પેશુતનજી બેહેરામજી શનજાણા—એમ. એ., પી. એચ. ડી., નું જન્મ ચરિત્ર. સુંદર સબી સાથે—કીંમત બે આના.

આનરેબલ શેઠ નવરોજજી નશરવાંનજી વાહડયા, સી. આઈ. ઈ. નુ મરણ—તેમનું જન્મ ચરિત્રની ચોપડી.—કીંમત-રૂ૦ાા, પોસ્ટેજ ૧ આનો.

મહારાણી વીકટોરીયાનું જીવન ચરીત્ર—કીંમત બે આના પોસ્ટેજ અરધો આનો.

ધર્મ નીતી—ભાગ પેહલો, ત્રીજો—દરેકની કીંમત રૂ૦ા—પોસ્ટેજ ૦)ાા—એમા ઘણા સરસ ધર્મ અને નીતીબોધો તથા અવસતા વાણીની રૂડી સમજો, માયાકુલ ફરમાંનોની મીસાલો, વીગરે આપીને ધરમની મોતેબરી સમજાવી છે, તથા માનવી જાતે દરેક વાતમાં નીતીમાન કેમ અને કેવી રીતે થવુ તેના અસરકારક અને વાંચવા જોગ બોધ સમાવેલા છે.

ઐયાંમે નોશાલો—હીંગાંમે નોરોઝ—યાને અશલી ઈરાંની જરથોસ્તીઓમા અને હાલના હીંદુસ્થાની જરથોસ્તીઆમાં નવાં વરશનો હીંગાંમ કેમ પાલવામાં આવે છે તેનુ વૃતાત.—કીં૦)—ાા. પોસ્ટેજ અરધો આનો.

“દાખમે નોશીરવાન”—અથવા મુશલમાનોનો મશહુર ખાલીફ હારૂન—અલ રશીદ શેહેનશાહ નોશીરવાંન આદેલનુ દાખમું જોવા ગયો તે કીસો, જે દેખાવો, જે બયાંનો અને નવી નવાઇ તથા નશીઅતો છે તે નામીચા ખાલીફને તે જમાનામા મલેલી, આબેહુબ છે. ખાલીફ હારૂન—અલ—રશીદ, શાહનશાહ આદેલ નોશેરવાંન પાછલ લગભગ ૨૦૦ વરસે બગદાદના તખત ઉપર આવીઓ હતો, અને તે મોટા મરતબાવાલા તે જમાનાના ઓલમા મોટા ખેરખાહ ખલીફે પોતા આગલ ૨૦૦) વરશ થઇ ગયલા શેહેનશાહ નોશીરવાંનનું દાખમું જોયું અને ઈરાંની શેહેનશાહતનું નામ જેહાંનમાં પુરેપુરી જાહોજલાલીને રોશનાઇથી રોશન કરનારનું અશો રૂવાંન નવા શાહુજ પોશાગ સાથ ઘટતી આવજતે તે મરહુમ શેહેનશાહની આગાહી માફક દાખમામાં ડેડવયું, એ એક બેશક બનેલી વાત ને સાચી હકીકત છે.—કીંમત છ આના, પોસ્ટેજ અરધો આનો.

“પારસીઓ અને હિંદુઓનુ મુળ”—યાને, પારસીઓના પુરાતન વડવાઓ અને હિંદુઓના અસલી પૂર્વજો પુરાતન ઇરાનવેજ ( આર્યવૃત )માં જે વેળા સાથે વસ્તા હતા, તેવો એકજ કોમ તરીકે ગણાતા હતા તે વિષેના બંને કોમવાળાઓને માટે જાણવાજોગ ટુંક હેવાલ.—કીંમત રૂ૦ા, પોસ્ટેજ અરધો આનો.

આતસની ખુબી વીશે મલેલાં જુદાં જુદાં લખાણ—કીંમત બે આના. પોસ્ટેજ અરધો આનો.

હોરમજદ યસત ઉપરથી હોરમજદની સીફત વીશેની સરેહ—એ, અવસતા કલામોના ખુદ દાખલાઓ સહીત ઇનામનો રસાલો લખેલો છે. કીંમત બે આના, પોસ્ટેજ અરધો આનો.

મુંબઇ અને દેશાવરનાં જાણીતા અને જાહેર જરથોશતીઓનાં મરણ દીવશની નોંધની ચોપડી—પેહલેથી તે યજદેજરદી સને ૧૨૬૦ શુધીની, યજદેજરદી સને ૧૨૬૧ નાં ઝોરાશટરીઅન કેલેંડર ઉપરથી ઉપજાવેલી.—કીંમત રૂ૦ા. પોસ્ટેજ અરધો આનો.

જરથોસ્તીઓમાં જનમ પામેલાં બાલકોના નામો પસંદ કરીને રાખવા માટે બનાવેલુ લીસ્ટ—કીંમત અરધો આનો પોસ્ટેજ અરધો આનો.

# શેહેનશાહી જરથોસતીઓને બંદગી કરવાની પાક કેતાબો.

**ખોરદેહ અવસતા—☞ આ જાતનાં ઘણા મોટા ખુલા કાલા અક્ષરે અને અશલ ઉચારે છાપેલી બધી નયાયસો, પતેતો, દુવાઓ અને દસ યસતો તેમાં:—હોરમજદ, મોટી હપતન, અરદીબેહસત, ખોરદાદ, આવાં, નાંધલી સરોસ, રાતની મોટી સરોસ, હોમ, વનંત, અને બેહરાંમ યસત છે. તે સાથે આ કેતાબ કપડાંમાં બાંધી તે ઉપર અશો જરથોસ્તની સુંદર સબી સુન્નામા એમબોસ કીધી છે—કીંમત રૂ. ૦ાાા,—પોસટેજ દોઢ આનો.**

ખોરદેહ અવસતા—☞ આ જાતનાં નવા મરોડદાર કાલા અક્ષરે અને અશલ ઉચારે છાપેલી બધી નયાસો, પતેતો, દુવાઓ અને પાંચ યશતો તેમાં:—હોરમજદ, અરદીબેસ્ત, બેહેરાંમ અને બેઉ સરોસ છે.—પતલાં પુઠાંની કીંમત રૂ૦ા—, જાડાં પુઠાંના રૂ૦ા=;—પોસ્ટેજ એક આનો. આ અવસતાની ચોપડી ગજવામાં રહી શકે તેટલી નાધલાં કદની છે.

મુકતાદનાં દીવશોમાં ભણવાનાં ફરામરોદના હા તથા ગાથાના હાની ચોપડી—કીંમત ત્રણ આના,—પોશટેજ અરધો આનો.

છુટી ફરવરદીન યશત—(ફરોખશી)—કીંમત ત્રણ આણા; પોશટેજ અરધો આનો.

છુટી આવાં યશત—જાડાં પુઠાની કીંમત ત્રણ આના તથા પટલાં પુઠાંની કીંમત બે આના,—પોસ્ટેજ અરધો આનો.

---

## પરચુટણ ચોપડીઓ.

પ્રીનસીપલ ગ્રોથસ ઓફ ઇનડીયન કોટન—એટલે હીંદી રૂના પાકના મુખ્ય મઠકોનો કોઠો દેખાડનારી ચોપડી—જેમા હીંદુસ્તાન તેમજ પરસીયાના દેશોમા કયા કયા ગામોમાં રૂ પાકેચ તે સઘલાં ગામોના નામો આલફાબેટીકલ રીતે ગોઠવી તેમના રેલવે સ્ટેશનોના મારકા સહીત આપવામા આવ્યાં છે; તેમજ વલી રૂ કેવી જાતનો અને તે કયા ગામનો છે તે કેમ પારખવો વગેરેની સમજ લંબાનથી આપવામાં આવી છે. એને લગતા કામ કરનારાઓને ઘણી ઉપયોગી થઈ પડે તેવી છે. કીંમત માત્ર રૂપ્યો અરધો—પોસ્ટેજ અરધો આણો.

રૂમાં કચરાની ઘટ આવીઆ પછી દર ખાંડીનો અને દર રતલનો ભાવ નકી કેમ પડે છે, તેના કોઠાની—સ્પીનીંગ વીગેરે રૂઉનાં કારખાનાંઓને ઘણી ઉપયોગી ચોપડી—એમાં દર ખાંડીના રૂ૧૨૫ થી તે ૨૫૨) શુધીના ભાવનો રૂઉ દર શેંકડે ૪) થી ૩૪) ટકા સુધીની ઘટ કેટલી તથા નકી કેમ ખાંડી પડે છે તે જોવાનો કોઠો છે.—કીંમત રૂ૧). પોસ્ટેજ અરધો આનો.

યોગ વીદયા અને અસલી ઇરાનીઓ—એમાં ખોદાતાલા યાને હકની દરગાહનો મારગ કેમ અખતીઆર થાય તે વીશેનું માયાકુલ અને મોતેબર લખાણ છે. કીંમત—રૂ૦ા, પોસટેજ અરધો આનો.

**નજુમ નાંમુ**—કેઆંની પાદશાહી ફાલ જોવાની તાસીર,—ઇરાંણથી આવેલા એક ઇરાનીનું બનાવેલું.—કીંમત એક આનો, પોસટેજ અરધો આનો.

ઠેકાણું—૧૪૧ ચરનીવાડી—મુંબઇ વરતમાન છાપાખાનું.